# આભાર દર્શન.

મારા દુઃખના દિવસોમાં વખત વિતાડવા માટે મેં આ જીવનચરિત્ર લખવું શરૂ કર્યું. મને જેમ કંઇ યાદ આવતું ગયું તેમ તેમ હું લખતી ગઇ. એ પૂરૂં કર્યા પછી મેં મુંબઈ પૂ. ડૉ. કલ્યાણદાસ ઉપર વાંચવા માટે મૅટર મોકલી, અને તેમનો અભિપ્રાય માગ્યો કે જો એ છપાવવાને લાયક તેમને જણાય તો તેને છપાવીએ. તે ગુણજ્ઞ દંપતીએ વાંચીને બહુજ હર્ષ પ્રકટ કર્યો. હવે પુસ્તક છપાવવાની પૂર્વે તેની તમામ જવાબદારી સંભાળે તેવી લાયક વ્યક્તિ શોધવી જોઇએ કે જેને સંપૂર્ણ ભાષા શુદ્ધિનું જ્ઞાન હોય. મેં તે જવાબદારી પણ પૂ. ડૉ. સાહેબ ઉપર મૂકી. તેમણે ગુરુકુળ બગીચાનું પ્રથમ પુષ્પ ભાઇ સત્યવ્રતને પસંદ કર્યા અને મારી મુંઝવણનો અંત આવ્યો. ભાઇ સત્યવ્રત એવું છુપું રત્ન છે કે જેને કામ કરવું ગમે છે પણ બ્હાર પડવું પસંદ નથી. તેમની હૃદયની ઇચ્છા હતી કે મારે તેમનું નામ બ્હાર ન પાડવું. પણ મારે તેમને નારાજ કરવા પડયા છે તે ખાતર હું દિલગીર છું. મેં ફક્ત લખી જ નાખ્યું હતું. તેમને યોગ્ય શૃંગાર સજાવ્યો હોય તો તે ભાઈ સત્યવ્રતે. મેં તમામ જવાબદારી તેમના ઉપર નાખી હતી. તે ઘણાજ વ્યવસાયવાળા આદમી છે. છતાં તેમણે પોતાની ફરજ સમજી જે લાગણી બતાવી છે અને કાર્ય પાર ઉતાર્યું છે તેનો આભાર માનવા માટે મારી પાસે શબ્દ નથી. ફક્ત મારા અંતરના આશીર્વાદ છે. ડૉ. કલ્યાણદાસે આર્ય-

પ્રકાશ પ્રેસમાં છપાવવા માટે સૂચના કરી અને શ્રી. બાપુભાઇ પટેલે તથા શ્રી. રણછોડભાઇ પટેલે જરાય નફા વિના ફક્ત ખર્ચ પૂરતોજ ચાર્જ કરી મને ઘણીજ રાહત આપી છે તે ખાતર હું તેમની ઋણી છું. મારી એવી ઉમેદ હતી કે કવિજીના બાર મહિનામાંજ આ પુસ્તક બ્હાર પડે. મારી એ ઇચ્છા મેં શ્રી. બાપુભાઇને જણાવી અને તેમણે બે મહિનામાં કામ સંપૂર્ણ કરીને મને સંતોષ આપ્યો છે. શ્રી. ડૉ. કલ્યાણદાસની તેમજ તેમનાં ધર્મપત્નીની તબીયત હાલમાં અસ્વસ્થ હોવા છતાં સ્નેહાંજલિરૂપે બે બોલ લખી આપીને સ્વર્ગસ્થ તરફ તેમજ મારા તરફ તેમના ઉંડા પ્રેમની લાગણી વ્યક્ત કરી છે. તેઓ મારા પૂજ્ય છે. હું તેમને માટે જેટલું લખું તેટલું ઓછું છે. પૂર્વથી અમારા તરફ તેઓ અનહદ લાગણી ધરાવે છે. મારા દરેક કાર્યમાં મારે તેમની સ્હાય જોઇએ અને તે હ્રદયથી મને મદદ કરેજ. સ્વર્ગસ્થના તેઓ પક્ષપાતી છે. ગણ્યાગાંઠ્યા જુના કાર્યકર્તાઓ માંહિલા તેઓ છે. પ્રભુ તેમને લાંબુ આયુષ્ય આપે અને અનેક શુભ કાર્ય તેમને હાથે કરાવે તેવી મારી અનેક અંતરની ઇચ્છા છે. જે જે ગૃહસ્થોએ મને મદદ કરી છે તે સૌનો હું આ સ્થાને આભાર માનવાની તક લઉં છું.

**જુનાગઢ: તા. ૧-૬-૪૦ } લી. ઇચ્છાદેવી મ. શર્મા.**



સ્વ. કવિ પં. મહારાણીશંકર શર્મા.

જન્મ: વિ. સં ૧૯૪૩ • મૃત્યુ: વિ. સં ૧૯૯૫

જુનાગઢ.

# કવિ મહારાણીશંકરને સ્નેહાંજલિ.

કવિશ્રી મહારાણીશંકરને હજુ વર્ષ પણ પૂરૂં થયું નથી તેટલી ટુંક મુદતમાં તેમનાં વિરહી ધર્મપત્ની શ્રીમતિ ઇચ્છાદેવીએ કવિશ્રીના જીવનની કથા અસરકારક ભાષામાં સ્વહસ્તે લખી કાઢી છાપવા આપી છે તે માટે તેમના તે પ્રયત્નને ગુજરાતી આર્યો તથા ગુજરાતના સાહિત્યકારો જરૂર વધાવી લેશે એવી ખાત્રી રાખું છું. ગુજરાત અને ખાસ કરી કાઠીઆવાડે આ દેશને ખોળે અનેક વીરરત્નો ધર્યાં છે, જેઓએ પોતાના ચારિત્ર તથા વિદ્યા તથા પુરુષાર્થની પ્રતિભા સમસ્ત દેશમાં પાડી છે. જે કાઠીઆવાડે મહાત્મા ગાંધી તથા મહર્ષિ દયાનંદ જેવા વીરાત્માઓને જન્મ આપ્યો તેજ દેશે આપણા આર્યવીર બ્રાહ્મણ પુત્ર કવિશ્રી મહારાણીશંકરને જન્મ આપ્યો કવિશ્રી બાળવયથી જ એક ચબરાક વિદ્યાર્થી હતા અને ઘણી વાર કલાસમાં પ્રથમ નંબર રાખી ઈનામો જીતી લેતા તથા ૧૪-૧૫ વર્ષની ઉંમરમાંજ ગાયન વાદનમાં પ્રવીણતા મેળવી હતી, અને સુંદર કવિતાઓ બનાવતા હતા. કાવ્યશક્તિ તે તેમની જન્મસિદ્ધ દેવપ્રસાદી હતી. વક્તૃત્વની પણ તેમનામાં ઈશ્વિર-દત્ત શક્તિ હતી. વળી ભક્તવત્સલ માતાપિતાએ તેમનામાં ધર્મભાવનાનાં મૂળ ઉંડાં નાંખ્યાં હતાં. આ સર્વ બીજેને હજુ દયાનંદનો વા વાયો નહોતો. મુંબઈમાં તેમણે સુંદર નાટકોનાં ગાયનો બનાવવામાં નામના આવતાંજ મેળવી લીધી અને તેમને પોતાની કંપનીના કવિ બનાવવામાં

સ્પર્ધા થવા લાગી. પણ તે કાર્ય માટે તેઓ થોડા જન્મેલા હતા? સ્વામી દયાનંદ રચિત, **સત્યાર્થપ્રકાશ** એકાએક તેમના વાતાવરણમાં આવી અથડાયું. તે પુસ્તકના વાંચનથી તેમનો જીવન પલટો થયો અને યુવાન મહારાણીશંકરે દયાનંદને ગુરુ તરીકે સ્વીકારી તેમનું અધુરૂં રહેલું કાર્ય પુરૂં કરવા બીડું ઝડપ્યું અને તેની યોગ્યતા મેળવવા વૈદિક શિક્ષણનો આરંભ કર્યો. નાટકો તથા નાટકશાળાઓ અદૃશ્ય થઈ ગઈ. પં. બાલકૃષ્ણ હસ્તક થોડો સમય અધ્યયન કર્યું. તે મુદતમાં પંડિત શ્રી. મયાશંકર શર્મા જેઓ ગુરુકુળના આચાર્ય છે તથા સદ્‌ગત્ પંડિત વિશ્વામિત્ર કૌશિક તેમના સહાધ્યાયી હતા. કવિ મહારાણીશંકર તે પછી હરદ્વારના ગુરુકુળમાં વધુ અભ્યાસ માટે ગયા હતા. ત્યાં લગભગ બે વર્ષ અભ્યાસમાં કાઢ્યાં ને તે પછી તેઓએ ગુજરાત, મુંબઈ, કાઠીઆવાડ વગેરે સ્થળોએ વ્યાખ્યાનોની પરંપરા ચલાવી. ગુજરાત તથા કાઠીઆવાડમાં હલચલ પેદા થઇ અને એવી જાગૃતિ આવી ગઈ કે જેવી છેલ્લાં ૫૦ વરસમાં પણ અનુભવી નહોતી. કવિ મહારાણીશંકરનો બુલંદ અવાજ હજારો શ્રોતાઓમાં પહોંચી વળતો હતો તથા દેશપ્રેમ તેઓની પ્રાચીન આર્યાવર્તની ગૌરવપૂર્ણ કથાઓ તથા કાવ્યો સાંભળી શ્રોતાઓ મુગ્ધ બની જતા. તેમના જોશીલા વ્યાખ્યાનોથી ગુજરાતમાં નવચેતન રેડાયું અને આર્યસમાજોની ઠેર ઠેર સ્થાપનાઓ થવા લાગી એમના તથા અન્ય ઉપદેશકોના કાર્યથી લગભગ ૭૦ ઉપરાંત શાખાઓ મુંબઈ પ્રદેશમાં સ્થપાઈ હતી. તેઓ કેવળ વ્યાખ્યાતા નહિ હતા પણ જે કહેતા તે કરી બતાવતા.

નાતજાતના કૃત્રિમ વિભાગો તેમની નજરમાં ખૂંચતા. ભોજન તથા લગ્ન ઇત્યાદિના બનાવટી પ્રતિબંધો તેમને રૂચતા નહિ. પરિણામે તેમની ગીરનારા નાગર જ્ઞાતિએ તેમને આર્યસમાજનું ઉત્તમ કાર્ય કરવા બદલ જ્ઞાતિ બહિષ્કાર કર્યો !

આ ઇનામ મેળવ્યા પછી તેમના કાર્યમાં વિશેષ જોશ આવ્યું અને આર્યજાતિ બનાવવામાં તેમણે વિશેષ પુરુષાર્થ આરંભ્યો. તેમણે પ્રચારનું ક્ષેત્ર આફ્રિકા તરફ વધાર્યું અને પહેલવહેલા ગુજરાતી ઉપદેશક તરીકે તેઓ જ સજોડે ગયા હતા. એટલું જ નહીં પણ તેમના વ્યાખ્યાનોથી આ પ્રાંતની સમસ્ત ગુજરાતી પ્રજા આર્યસમાજ તરફ આકર્ષાઇ અને પરિણામ રૂપે છેલ્લા ત્રણ વર્ષથી ફેફરૂના હુમલા તેમને સતાવતા અને ભાષણ આપ્યાની ઉશ્કેરણી પછી તે હુમલા થતા. તેમાં જીંદગીને જોખમ છતાં તેઓ ભાષણ આપવાનું છોડતા નહિ, તેમાંજ મૃત્યુ થાય તો આનંદ સમજતા. ફેફરૂની બીમારી કોને આવે છે? જીવ સટોસટની લડાઇ ખેલનારા, મગજ શક્તિ કાર્ય કરી શકે તે ઉપરાંત આત્મ શક્તિ મેળવવાને પ્રયત્ન કરનારાના મગજના મધ્ય બિંદુઓ વિશેષ બોજે પડવાથી તે કાર્ય કરવા સમર્થ રહેતા નથી એટલે માણસનો સ્વભાવ ઉશ્કેરાયલો તથા તેજ બને છે અને પછી ફેફરૂ જેવી બીમારી પેદા થાય છે. નેપોલીયન, સોક્રેટીસ, મહમદ પેગંબર વિગેરેના દૃષ્ટાંતો આપી શકાય. કવિમાં અંતિમ અવસ્થામાં પ્રભુનું નિકટ સાન્નિધ્ય શોધતા તેમ થયું ને ફેફરૂના ભોગ થયા હતા. બે વર્ષથી જુનાગઢ પાસે ગિરનારના જંગલોમાં જઇ યોગ સમાધિ કરતા તથા

બીજો સમય ગીતા પર સુંદર ભાષ્ય બનાવવામાં કાઢતા. એક કૌપીનધારી રોજ જંગલમાં જઇ તેઓ સમાધિ લગાવતા અને તેમ કરતાં એક દિવસ એટલે દેવ અમાવાસ્યાની (દિવાસાની) પૂર્વરાત્રીએ તેઓએ જંગલમાં એકાંતમાં જંગલની વાવને કિનારે પોતાના આત્માને પ્રભુ સાથે જોડયો અને તે અવસ્થામાં તેમનો દેહ મૂર્છિત સ્થિતિમાં પાણીમાં તરતો મળી આવ્યો હતો. ઘણા માણસો સાથે નીચે સહી કરનાર સંબંધમાં આવ્યો છે, પરંતુ આ વ્યક્તિ અદ્વિતીય હતી. તેમની રગેરગમાં દયાનંદનો આત્મા ઉતર્યો હતો. કવિત્વ, વક્તૃત્વ, લાલિત્યમય ગાયનકળા, સંસ્કૃત પાણ્ડિત્ય, અતિશય સરલતા તથા સત્યવકતાપણું, નિર્ભય બની સિદ્ધાંતમય જીવન તથા ઉત્તમોત્તમ આચારવાળું આર્ય જીવન આ બધા ગુણોનો સમૂહ પંડિતજી હતા. તેઓનો નિશ્ચય ટુંક વખતમાં સન્યસ્ત લઈ સેવા કરવાનો હતો. તેમની ખોટ હંમેશને માટે રહેશે. તેના વિના ગુજરાત પાંગળું છે. હજારોને આર્ય બનાવનાર કોઈક જ પેદા થાય છે, તે માંહેલા તેઓ હતા. પ્રભુ પાસે જ તેમનો આત્મા તેની સમીપસ્થ થયો છે એટલે તેઓનો આત્મા તો આનંદમાંજ હશે. સાથે મળી ભવિષ્યનું કાર્ય કરવાની નિષ્ફળ આશાઓ સેવનાર તેમનો મિત્ર,

—કલ્યાણદાસ

॥ ઓરૂમ્ ॥

# શ્રીમાન્ પં. કવિશ્રી મહારાણીશંકર શર્માની ટૂંક જીવન રૂપરેખાઃ—

(આલેખનારઃ—તેમની શિષ્યા અને જીવન-સખી—ઈચ્છાદેવી મ. શર્મા.)

**જન્મઃ**

**કવિશ્રી** મહારાણીશંકરનો જન્મ, જુનાગઢમાં તા. ૮–૨–૧૮૮૭ તદનુસાર વિ. સંવત ૧૯૪૩ના માહ વદી એકમને મંગળવારે થયો હતો. તેઓ જ્ઞાતિએ ગિરનારા બ્રાહ્મણ હતા. તેઓના પિતાનું નામ, અંબાશંકર વલ્લભજી હતું. તેઓની આર્થિક સ્થિતિ સાધારણ હતી. તેમના પિતા રાજ્યમાં નોકર હતા. તેઓના દાદા વલ્લભજી જુનાગઢની હવેલીમાં નોકરી કરતા હતા. તેઓ ચુસ્ત વૈષ્ણવ હતા. તેમનું મોસાળ પણ વૈષ્ણવ હતું. તેઓના મોસાળમાં રણછોડજીનું મંદિર છે અને તેને અંગે ચાંપવા ગામનો આસ છે. મોસાળમાં મંદિર હોવાથી કિર્તન કરવાના સંસ્કાર જન્મથી હતા અને તેને લઈને સંગીતના સંસ્કાર કવિજીમાં

નાનપણથી પડ્યા હતા. મંદિરને લીધે મીઠાઈ બનાવવાના કામમાં તેઓ નિપુણ હતા. તેમનાં માતુશ્રીનું નામ ગિરજા હતું. તેમનાં માતુશ્રી ઘણાંજ ટેકીલાં તેમજ પુરાં સંસ્કારી સ્ત્રી હતાં. જેવી રીતે શિવાજી મહારાજને તેમનાં માતુશ્રી જીજીબાઇ પ્રોત્સાહન આપતાં તે રીતે કવિજીનાં માતુશ્રી ઘણાં જ દૃઢ મનનાં હોવાથી પોતાના પુત્રને સ્વાવલંબી બનાવવાની ખૂબ કોશિશ કરતાં. એમની માતુશ્રીના મુખમાંથી નીચેનો દોહરો હરવખત નીકળતો તેમ કવિજી મને ઘણી વખત કહેતા:—

'જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુંમાવીશ નૂર.'

એ રીતે માતુશ્રી પોતાના પુત્રને પાણી ચડાવતાં. અમારી જ્ઞાતિમાં પરદેશગમન નથી થતું, તો પણ તેમનાં માતુશ્રી તેમને કહેતાં, ભાઈ! ખૂબ ભણજે હું-મારાં ઘરેણાં, ઘર વેચીને પણ તને વિલાયત મોકલીશ! ત્યારના જુના જમાનામાં પણ કેટલા સુધારક વિચાર! આવી સંસ્કારી માતાને પેટ જન્મ લેવાથી તેઓ પોતાને ધન્ય માનતા. જ્યારે અને ત્યારે માનું નામ લેતાં, તેમનું વજ્ર જેવું હૃદય પણ દ્રવી પડતું. અફસોસ એટલો જ કે તેમની માતા ૩૫ વર્ષની વયમાં મરણ પામ્યાં, ત્યારે કવિજીની ઉંમર ફક્ત ૧૯ વર્ષની હતી.

**કુટુંબ:**

કવિજીને એક ભાઈ અને બે બ્હેનો હતાં. ભાઇનો દેહાંત મુંબાઈમાં થયો હતો. બ્હેનો પણ સ્વર્ગવાસી થઈ ગઈ છે. અત્યારે તેમના કુટુંબમાં કોઈ નથી. ફક્ત બ્હેનોના

દીકરાઓ છે. એમનાં માતુશ્રીના સ્વર્ગવાસ પછી જુનાગઢ તેમને મન કડવું ઝેર જણાવા લાગ્યું. એક વર્ષ બાદ તેઓ મુંબઈ આવ્યા. જુનાગઢમાં રહી મેટ્રિક સુધી તેમણે અભ્યાસ કર્યો હતો. મુંબઈમાં તેઓના મસીઆઈ કાકા દયાશંકર વસનજી મુંબઈ ગુજરાતી નાટક કંપનીના મેનેજર હતા. મુંબઈમાં કવિજી તેમને ઘેર ઉતર્યા હતા. કવિજીની ઉંમર બાર વર્ષની હતી ત્યારે તેમનામાં કવિત્વ શક્તિની સ્ફુરણા થઈ હતી. પહેલવહેલો તેમણે એક દોહરો લખ્યો. અને નાચતા કુદતા, રાજી થતા, માની પાસે જઈ ગાઈ બતાવ્યો! તે સાંભળી તેમનાં માતુશ્રી ખૂબ રાજી થયાં અને પુત્રની પીઠ થાબડી શાબાશી આપી. ત્યાર પછી ધીરેધીરે અનેક નાની મોટી કવિતા કરવા લાગ્યા. જ્યારે એમનાં માતુશ્રીનો સ્વર્ગવાસ થયો ત્યારે શોક સ્મરણાંજલિ રૂપે કવિતા લખી અને તેરમાને દિવસે જ્ઞાતિજમણ વખતે વ્હેંચી! તેની પ્રથમ કડી આમ હતી—

પૂજ્ય પવિત્ર માતા ગિરજા, સ્વર્ગલોકનાં વાસીજી,
જીરણગઢથી માનજો, 'મહારાણી'ના પ્રણામજી!

કવિતા ઘણી લાંબી હતી અને પોતાના મનના ભાવ તેમાં ઉતાર્યા હતા. જેવાં તેમનાં માતુશ્રી સંસ્કારી હતાં, તેવા જ તેમના મામા હતા. કવિજી મોસાળમાં જ ઉછર્યા હતા. તેમનાં માતાની માતાનો સ્વર્ગવાસ નાનપણમાં જ થઈ ગયો હતો. પણ માની વડવી (એટલે કે માની મા અને તેની મા) હતાં. એ ડોશી ૮૦ વર્ષનાં થયાં હતાં. છોકરાંઓ ઉપર બહુ જ મમતા રાખી તેમને ઉછેરતાં હતાં. કવિના માના બાપ સ્વભાવે જરાક હતા એટલે તેમની પાસે કોઈ

છોકરાં ટકતાં નહિ. કવિજીના મામા મોટી ઉંમરે પરણ્યા હતા એટલે કવિજી ઉપર દીકરા જેવો સ્નેહ રાખતા. કવિજીને બાપ કરતાં મામાની ધાક વિશેષ હતી. તબલાંના તાલ દેતાં જરા ભૂલ થતી તો તરત ગાલ ઉપર થપ્પડ પડતી! તે રીતે તેમને મામાએ સંગીતમાં હોંશિયાર બનાવ્યા હતા. મિત્રમંડળી સાથે મોજ કરવા ક્યાંય જવું હોય તો 'મોટો' તો સાથે જોઈએ જ! કવિજીને 'મોટાભાઈ' કહીને સૌ બોલાવતું. તેમના મામાનો દેહાન્ત પણ ૩૫ વર્ષની નાની વયમાં થયો હતો. ત્યારે કવિજી મુંબઈ હતા. હાલ તેમના મામાને એક પુત્ર છે અને તે અમારી સાથે મીઠો સંબંધ રાખે છે. મારે સાસરીયાના સગામાં ફક્ત તેજ છે. જ્યારથી કવિજી કાંઇક લખતાં શિખ્યા ત્યારથી તેમનાં માતુશ્રીની એક શિખ તો ખરીજ કે નાટક લખજે પણ કદિ ઘાઘરી પ્હેરીને નાચીશ મા! આ વાત તેમણે છેવટ સુધી યાદ રાખી હતી. તેઓ મુંબઈ ગયા ત્યારે તેમના કાકાએ પ્રથમ 'સુબોધ નાટક મંડળી'માં તેમને રાખી દીધા હતા. 'વિબુધ વિજય' નાટકની કવિતા તેમણે લખી હતી. ત્યાર પછી તેમને 'મુંબઈ ગુજરાતી નાટક કંપની'માં રાખ્યા હતા. ત્યાં તેમણે 'નંદબત્રીસી'નું નાટક લખ્યું હતું, જે બહુ ખ્યાતિ પામ્યું હતું.

**સત્યાર્થપ્રકાશનો પ્રભાવ:**

કવિજીના કાકા દયાશંકરભાઇ જે માળામાં રહેતા, ત્યાંજ ગુજરાતી કંપનીના માલિક છોટાલાલ મુળચંદ રહેતા. તેઓ ખંભાતના હતા. છોટાલાલ શેઠને ઘેર અંબાલાલ નામના

ગૃહસ્થ એક દિવસ બગલમાં 'સત્યાર્થપ્રકાશ' લઇને આવ્યા. કાં, મહારાણીદાસ શું ચાલે છે? આ વાંચું છું. જવાબ આપ્યો. તમારા હાથમાં શું પુસ્તક છે? કારણ કોઈપણ નવીન પુસ્તક વાંચવાનો કવિજીને ભારે શોખ હતો. અંબાલાલે કહ્યું મારી પાસે તો 'સત્યાર્થપ્રકાશ' છે. કવિજી બોલ્યા પેલા દયાનંદનું ના? હા. જવાબ મળ્યો. લ્યો વાંચો. લાવો, વાંચી નાંખું! તેણે બધાની ખબર લઈ નાખી છે, તે મને વાંચવા દ્યો પછી જોઉં કે તેમાં શું છે! અંબાલાલ ખૂબ રાજી થયા. હા, હા, લ્યો વાંચો અને તમે તમારી પાસેજ રાખો. આર્યસમાજીઓ પુસ્તક આપવામાં બહુ ઉદાર હોય છે! કવિજીએ તે વાંચવા માંડ્યું. જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ તેમને રસ પડતો ગયો. વાંચતા છેક સાંજ અને રાત પડી ત્યાં સુધી તેમણે વાંચ્યા કર્યું. બીજે દિવસે અંબાલાલે પૂછ્યું કાં, કેવું લાગે છે? 'ઘણો મનન કરવા લાયક ગ્રંથ છે. બહુ વિચારપૂર્વક લખાયો છે'. ૧૯૦૫ થી તેમના વિચાર આર્યસમાજ તરફ ફેરવાયા. સ્વામી દયાનંદની ખબર લેવા માટે જેણે 'સત્યાર્થપ્રકાશ' વાંચવાની શરૂઆત કરેલી, તે વ્યક્તિ સ્વામી દયાનંદની અનન્ય ભક્ત થઈ, અને તે ભક્તિ અંતકાળ પર્યંત ટકી! ડા. કલ્યાણદાસના શબ્દમાં કહું તો તેઓ 'છોટા દયાનંદ' હતા! ત્યારપછી કવિજીને એમ લાગવા માંડ્યું કે, **હું ઘણોજ અધુરો છું**. મારે આગળ અભ્યાસ કરવો જોઇએ. એમનું ચિત્ત અસ્થિર થવા માડયું, તેઓએ નોકરી છોડવા માટે તેમના કાકાને કહ્યું, તે સાંભળી તેઓ ઘણાજ નારાજ થયા અને બોલ્યા કે છોકરા! તું ભવિષ્યનો કાંઈ વિચાર નથી કરતો અને અવળે રસ્તે ઉતરવા માંડયો

છે! તને હું કંપનીમાં ભાગીદારી અપાવીશ. જો જેમ કવિ ભૂળશંકરનો ભાગ છે, તેમ તારો પણ ભાગ થઈ જશે. તું તારી ઉજળી કારકીર્દિ બગાડ માં! વિગેરે એક વડિલને છાજે તેવી રીતે સમજાવી કહેવાય તેટલું કહ્યું; પણ અહિં તો દયાનંદની લગની લાગી હતી એટલે કોઇ વાત ગળે ઉતરી નહિ. તેમનો તે સ્વભાવ છેવટ સુધી રહ્યો હતો. તે બોલે તેમાં ફેર ન પડે, તે બોલે તે અફર વાક્ય. તેમાં નાનું હા થાય જ નહિ!

## વધુ વિદ્યાભ્યાસ:

તેમના કાકા ચુસ્ત શૈવ ધર્મ પાળતા. તેમને લાગ્યું કે છોકરો નાસ્તિક થઈ ગયો છે. જુનાગઢમાં સગાંઓ ઉપર તેમણે કાગળ લખી દીધા કે મહારાણીદાસ આર્યસમાજી થઇ ગયા! ખરી વાતથી કોઈ વાકેફગાર નહિ એટલે ગેર સમજુતી બહુ ફેલાઈ ગઈ, અને અનેક વાતો અવળી થવા માંડી. કવિજીએ નોકરી છોડી દીધી અને બંગભંગની ચળવળમાં જોડાઈ, જુદે જુદે સ્થાને ભાષણો આપવા માંડયાં. તેમણે "ભારતોદ્ધાર ભજનામૃત" નામનું કાવ્યનું પુસ્તક તે અરસામાં લખ્યું હતું. વ્યાખ્યાનની શૈલિ સંગીત સાથે રાખેલી હોવાથી, હિન્દ મૈયાનાં ગાન ગાતા ગાતા લોકોને રડાવી મૂકતા! એ ચોપડી પાછળથી જપ્ત થઈ હતી. મહાસભાની સુરતની યાદગાર બેઠકમાં તેઓ ગયા હતા. ત્યાં તેમને શ્રી. લાજપતરાય સાથે પરીચય થયો હતો. લાલા લાજપતરાય ડી. એ. વી. કોલેજના પક્ષપાતી હતા. શ્રી. મહાત્મા મુન્શીરામજી ( પાછળથી સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી ) ગુરુકુળ

કાંગડીના અધિષ્ઠાતા–ગુરુકુળના પક્ષપાતી હતા. કવિજીની અન્ય ભાષા (સેકન્ડ લેંગ્વેજ) સંસ્કૃત હોવાથી, મેટ્રિક સુધીમાં તેમને ભાંડારકરના બે ગ્રંથ સંસ્કૃતમાં થઇ ગયા હતા. સ્વામી દયાનંદના સિદ્ધાંતનો અભ્યાસ કરવા માટે વધારે સંસ્કૃતની જરૂર હતી. કારણ તેમને વેદ, વેદાંગ, અને ઉપનિષદ્ વિગેરે જાણવાની લગની લાગી, એટલે આગળ અભ્યાસ કરવાની તાલાવેલી લાગી હતી. મુંબઈ આર્યસમાજમાં તેઓ પ્રથમ ભાષણ કરવા ઉભા થયા ત્યારે ગાયોની રક્ષા ઉપર ભાષણ કર્યું હતું અને સ્વામીશ્રી દયાનંદની 'જ્ઞાન સરોવર પર સંચરતા હંસલા'–વાળી કવિતા ગાઇ આખી સભાને રડાવી, ડોલાવી મૂકી હતી! ત્યારથી તેમને મુંબઇ આર્યસમાજ આગળ અભ્યાસ કરવા માટે દરેક સગવડ કરી આપવા તૈયાર થઈ. કારણ ત્યાંના સ્થાનિક આર્યોને જણાયું હતું કે આ વ્યક્તિ ભવિષ્યમાં આર્યસમાજની ખૂબ સેવા કરી શકશે. તેઓમાંના જુના સમાજના સેવક ડૉ. કલ્યાણદાસ જે. દેસાઇ એક અત્યારે છે. હવે ભણવા કયાં જવું તેની પસંદગી કવિજીને કરવાની હતી. મહાત્મા મુન્શીરામજી પાસે ગુરુકુળમાં કે ડી. એ. વી. કૉલેજમાં શ્રી. લાલા લાજપતરાય પાસે? લાંબો વિચાર કરી કવિજીએ ગુરૂકુળ હરદ્વાર ભણવા જવાનું પસંદ કર્યું.

### લગ્ન અને ન્યાત બહાર!

કવિજીનાં લગ્ન જ્યારે એમની ઉમ્મર ૧૯ વર્ષની હતી ત્યારે થયાં હતાં. મારી ઉમ્મર ત્યારે ૯ વર્ષની હતી! અમારી જ્ઞાતિમાં એવો રિવાજ છે કે લગ્ન થઇ ગયા પછી તુર્ત

કન્યાને સાસરે વળાવવામાં નથી આવતી. યોગ્ય ઉમ્મર થાય ત્યાંસુધી પિયરમાં રહે છે. એટલે હું કવિજીને ઘેર આવી ન્હોતી. મ્હારા સાસરાના ઘરમાં કોઈ સ્ત્રીવર્ગ ન્હોતો. રસોઇ વિગેરેનું કામ મારા સસરાજી, દિયર વિ. હાથોહાથ કરતા. એક નણંદ સાસરે હતાં અને બીજી નણંદ નાનાં હતાં. ગુરૂકુળ ભણવા જાય તેની પહેલાં જો કવિજી જુનાગઢ આવી જાય તો મને તેમને ઘેર બોલાવી શકાય અને તેઓને ઘર ચલાવવામાં પડતી તકલીફમાંથી છુટા કરાય, એવો વિચાર મારા સસરાજીનો હતો. કવિજીને જુનાગઢ બોલાવ્યા. આર્યસમાજી થયા છે તેની ચર્ચા જુનાગઢમાં હતી જ એટલે જ્યારે તેઓ જુનાગઢ આવ્યા, તેજ દિવસે અમારી જ્ઞાતિ એકઠી થઇ. કવિજીને બોલાવ્યા અને પ્રશ્ન પૃછવામાં આવ્યો કે તમે આર્યસમાજી છો એ વાત સાચી છે? તેઓ સ્પષ્ટ વક્તા હતા. ગમે તેટલું હાંસલ હોય તો પણ તેઓ જે માનતા તેજ બોલતા. 'દૂધ દહીંની નીતિ' એમણે કદી ગ્રહણ કરી ન્હોતી. કવિજીએ જવાબ દીધો 'હા, મને તે વિચાર ઠીક લાગ્યા એટલે મેં તેને માન્ય કર્યા છે.' તેમણે કહ્યું 'વૈદિક ધર્મ શુદ્ધ સનાતન પુરાણો ધર્મ છે. આર્ય-સમાજ કાંઈ ધર્મ નથી, તે તો એક સંસ્થાનું નામ છે.' ૨૦ વર્ષની યુવાનવય હતી. સ્વભાવ અસલથી નિડર હતો એટલે જે માનતા હતા તે કહી દીધું. અમારી જ્ઞાતિમાં આ વિચારના તેઓ પહેલા જ હતા, એટલે ખૂબ ઉહાપોહ થયો. કેટલાક એમના વડિલોએ ખાનગી સલાહ આપી કે "ભાઈ, તારે જે માનવું હોય તેને માનવાની કોઇ ના નથી કહેતું, પણ અહિં એમ કહી દે કે હું તમારા સૌના મતનો

છું!" તેમને ગળે આ વાત ન ઉતરી અને નાજ પાડી! હું તમને ઠગી નથી શકતો, માટે માફ કરો. જ્ઞાતિએ તેમને ન્યાતબ્હાર મૂકયા અને ઠરાવ કર્યો કે તેમની સાથે કોઈ વાતચિત કરે તેનો ૧। રૂપિયો દંડ! આટલી કડકાઇ એટલા માટે કે તેઓ ઠરીને ઠેકાણે આવે!! પણ માતાના દૂધમાંથી તેઓ બીક શીખ્યા જ ન્હોતા!!!

## મ્હારી મુંઝવણ!

હવે મારાં પિયરીયાંએ શું કરવું ? તે વિચાર થઇ પડ્યો. મારી ઉમ્મર ત્યારે ૧૪ વર્ષની હતી. મારા પિતા સ્વર્ગવાસી થઇ ગયા હતા. ફક્ત મા અને મોટી બેનો હતી. ભાઇ બાળક હતો. કોની સલાહ લેવી? મારા એક બનેવી જોશી જમનાદાસ હતા. સંસ્કૃતમાં તેઓ વિદ્વાન્ હતા. શ્રી. ગટુલાલજીના તેઓ શિષ્ય હતા. મારી માતુશ્રીએ તેમને તેડાવ્યા અને વાત કરી. તેમણે કહ્યું છોકરો હોશિયાર છે, કાંઇ અડચણ નથી. આપણી છોકરીને તેના તરફથી કાંઇ દુઃખ નહિ થાય. કારણ સુધારક છે, સ્ત્રી સન્માનની ભાવના-વાળો છે, એટલે આપણે મુંઝાવા જેવું નથી. છતાં આપણી છોકરીને (એટલે મને) બોલાવો અને પુછી જુઓ, કે તેનો શું વિચાર છે ? તેને સાસરે જવું છે કે, બાપને ઘેર રહેવું છે ? એ હા પાડે તો મોકલજો; ના પાડે તો ન મોકલશો. મને તેમણે બોલાવી. હું ૧૪ વર્ષની નાદાન છોકરી-મને કાંઇ ગતાગમ ન મળે કે મારે શું કહેવું! મારા બનેવીએ મને પૂછ્યું બેન, હું જે તને પૂછું તેનો જવાબ વિના સંકોચે મને આપજે. જરાયે શરમાઇશ નહિ. જો

તારો વર ઘણો જ ડાહ્યો અને હોશિયાર છે. ફક્ત આપણી જ્ઞાતિના વિચારથી ભિન્ન વિચાર ધરાવે છે. તને કદિ દુઃખી નહિ કરે. તારે તેને ઘેર જવું છે? હા કે ના નો જવાબ દઇ દે. મને કુદરતે સન્મતિ સૂઝાડી. મેં મારા બનેવીને જવાબ દીધો. હા. મારે ત્યાં જવું છે! નાનપણથી હું એટલું તો સમજતી હતી કે, આપણે પરણ્યાં એટલે પતિ એ જ દેવ, અને એજ સર્વસ્વ! એટલે તેના વિના મારી ગતિ ન્હોતી.

**શ્વસુરવાસ :**

મારા સસરાજીને મારી માતુશ્રીએ બોલાવ્યા અને કહ્યું કે અમે આણું વાળવા તયાર છીએ. તમે સારો દિવસ જોઇ તેડી જાઓ. મારા સસરાએ આષાઢ સુદી નોમ જે 'ઉજ્જ્વળ નોમ' થી ઓળખાય છે તે દિવસ પસંદ કર્યો અને હું કવિજીને ઘેર ગઈ. જે દિવસે હું ગઇ તેજ દિવસે મારી પાસે લાપસી રંધાવી. કાઠિયાવાડી હોવાથી લાજ કાઢવાનો રિવાજ હતો. કવિજીએ તે દહાડે નાનું સરખું ભાષણ કરી પોતાના વિચાર આમ પ્રકટ કર્યા કે તમે મારા ઘરની તેમજ હૃદયની રાણી છો. સ્ત્રીઓ સુખી તો જ પુરૂષો સુખી તે માન્યતાને હું માનવાવાળો છું. કહી મનુમહારાજનો यत्र नार्यस्तु पूज्यन्ते નો શ્લોક બોલ્યા. તમને કોઇ દુઃખી નહિ કરે એમ કહી મારૂં મન દૃઢ કર્યું, અને પોતાની છબી મારા હાથમાં મૂકી બોલ્યા કે, આજથી મારાં તન-મન-ધન-સર્વસ્વનાં સ્વામિની તમે છો. તમે હિમ્મત બતાવી અહિં આવવા હા પાડી, તેજ તમારી સંસ્કારિતા સાબીત કરે છે. તમારાં માતાપિતાને ધન્ય છે. આટલી નાની ઉમ્મર-

માંથી પતિભક્તિ અને પતિપ્રેમ જોઈ હું તમારા ઉપર ખૂબ ખુશ થયો છું. ઇ. પોતે બહુજ પ્રસન્ન થયા. કુદરતી રીતે મારાં પિયરીયાં તરફ તેમની મમતા છેવટ સુધી આજ પ્રકારની રહી હતી. મારાં પિયરીઆં હડહડતાં વૈષ્ણવ છે; છતાં કવિજી તરફ તેમનો અતિશય પ્રેમ હતો. લગભગ ૧॥ મહિનો તેઓ જુનાગઢમાં રોકાયા, પછી મુંબઇ પ્રયાણ કર્યું. જુનાગઢમાં મારા સસરાના ઘરમાં ચાર જણાં હતાં. મારા સસરા, હું, મારો દિયર અને નાની નણંદ. ૧૯૦૮ માં તેઓ ગુરૂકુળ ભણવા ગયા. ત્યાંથી મારા ઉપર પત્રો આવતા હતા. પત્રોમાં ખૂબ ઉપદેશ ભર્યો હોય. આપણે ઉંચુ જીવન ગાળવું છે માટે હું આગળ અભ્યાસ કરવા ગયો છું. પૂર્વે ઋષિ મુનિઓ આ પ્રકારનું જીવન ગાળતા હતા. આપણે ફરીને જુનું ભારત સજીવન કરવું છે, માટે ધૈર્ય રાખી, શાન્તિથી કુટુમ્બી સાથે સ્નેહથી રહેજો. પુરાણી સતીઓનાં ઉદાહરણો, રાજપુતાણીની વીરતાભરી વાતોનો ઉલ્લેખ કરી મને ઐતિહાસિક જ્ઞાન આપવા કોશિશ કરતા. જુનાગઢની કન્યાશાળામાં હું ફક્ત ચાર ચોપડી ભણી હતી. મને જુનાગઢની લાયબ્રેરીની મેમ્બર બનાવી હતી, જેથી પુસ્તકો વાંચવાનો લાભ મળે અને વખતનો સદુપયોગ થાય. કવિજીના બાલસ્નેહી સ્વ. નૃસિંહદાસ વિભાકરના પત્રો પણ મારી ઉપર આવતા. તેઓ જ્યારે જુનાગઢ આવે ત્યારે મને મળવા ખાસ આવતા, અને કવિજીના ભાવિ જીવનની રસમય વાતો કરી જતા. કવિજીના જીવનની ઉંચી આશા આપે; જેથી મારૂં બાળક મન પ્રફુલ્લ રહે અને હું કવિજીની વિશાળ ભાવનાને સમજતી થાઉં એ

ઉદ્દેશ વિભાકરનો હતો. કવિજી ગુરૂકુળના જીવનની અનેક વાતો પત્રમાં લખી પોતાની દિનચર્યા જણાવતા. હું સવારના ૩ા વાગે ઉઠું છું અને રાતે ૯ વાગે સુઈ જાઉં છું. શૌચ જતાં પણ મારા હાથમાં પુસ્તક હોય છે! આહાર સાદો અને વિચાર ઉંચા રાખી તમારે માટે હું તપસ્વી જીવન ગાળું છું તેમ લખી સ્નેહ જણાવતા. સ્વભાવ બહુ જ મીઠો અને વાચાળ હતો. વાણીમાં અમૃત નિર્ઝરતું. એકવાર જેમણે એમને સાંભળ્યા હોય તે કદિ એમને ભૂલે નહિ.

ગૃહાગમન:

લગભગ ૩ા વર્ષે ૧૯૧૧માં તેઓ જુનાગઢ આવ્યા. લાંબી દાઢી, લાંબો ઝભ્ભો પ્હેરેલા કોઈ તેજસ્વી દેવ જેવા તેઓ દેખાતા હતા. આખું જુનાગઢ તેમને જોવા અને તેમની વાતો સાંભળવા ભેગું થવા માંડયું. ૩ા વર્ષના ધાર્મિક અભ્યાસે તેમનું બ્રહ્મતેજ ખૂબ વધારી દીધું હતું. કોઇ પ્રશ્ન પૂછે તેમને ઘૂંટીને ઘૂંટડા ઉતારી દેતા. કોઇની તાકાત નહિ કે તેમને કોઇ વાતમાં જીતીને જાય! તેઓ ગુરુકુળમાં હતા તે દરમિયાનમાં એક બનાવ બન્યો હતો. મારી નાની નણંદનું વાગ્દાન અમારી જ્ઞાતિમાં થઇ ગયું હતું. નણંદની ઉમ્મર ૧૫ વર્ષની થઇ હતી. અમે ન્યાત-બહાર હોવાથી લગ્ન થશે કે નહિ તે શંકા મારી નણંદના મનમાં અને તેના સાસરીયાના મનમાં ઉપસ્થિત થઇ હતી. નણંદનાં સાસુ સાંઝનાં તેને (મારી નણંદને) પોતાને ઘેર તેડી ગયાં. અને લગ્ન રાતમાં કરી નાખ્યાં. કવિજી ગુરુકુળથી આવીને આ વાતથી વાકેફ થયા અને તેમના હર્ષનો

પાર ન રહ્યો. મારી બેન આવીજ હોવી જોઇએ કે જે સ્વયંવર લગ્નથી પરણે! સુભદ્રા અર્જુન સાથે બળભદ્રથી છાનીજ ચાલી ગઈ હતી ના? હું કૃષ્ણ છું બળભદ્ર નથી કે હળ લઇને પછવાડે દોડું! નણંદનાં સાસરીયાંને બોલાવી તેની જે કાંઇ ચીજ વસ્તુ હતી તે સોંપી દીધી. કેટલું ઉદાર હૃદય! લગભગ ૧૦–૧૨ દિવસ જુનાગઢમાં રહી તેઓ ફરીને મુંબઇ જવા તૈયાર થયા. મુંબઇથી ડો. કલ્યાણદાસનો કાગળ હતો. મુંબઇ પ્રદેશ આર્ય વિદ્યાસભા તરફથી છોકરાઓ માટે દેવલાલીમાં ગુરુકુળ ખોલવું હતું. આજ દિવસ સુધી મેં મારી ધીરજ રાખી હતી; પણ તેઓ ફરી જવા તૈયાર થયા અને તે પણ એકલાજ. ત્યારે મેં મારી જીભનું તાળું ખોલ્યું! મુંબઇ જતી વખતે મારી પાસે તેઓ વિદાય લેવા આવ્યા ત્યારે આંખમાં આંસુ સાથે હું કરગરીને તેમના પગમાં પડી અને મેં પ્રાર્થના કરી કે મારે સાથે આવવું છે, હવે હું એકલી અહિં નહિ રહી શકું.

**મંત્ર-દીક્ષા:**

તેમણે ગુરુકુળથી આવ્યા પછી મારી કસોટી કરી હતી. રોજ સવારના ૪॥ વાગે ઉઠી મને ઉઠાડતા. દૈનિક કર્મથી પરવારી નાહી લ્યો અને હું હવન સન્ધ્યા કરૂં ત્યારે મારી પાસે બેસો. એમ કહેતા. મને એક દિવસ કહેવું પડયું. બીજે દિવસે તેઓ ન ઉઠ્યા હોય તે પહેલાં હું હાજર થઇ જતી અને એમની ક્રિયામાં સામેલ થતી. તેઓએ મને ગુરુમંત્ર આપ્યો, અને ત્યારથી હું તેમની શિષ્યા થઇ. મારા વેદોચ્ચાર સાંભળી બહુજ ખુશ થતા અને ભવિષ્યને માટે બહુ

ઉજળી આશા બાંધતા. જ્યારે મેં તેમને મને સાથે લઇ જવા કહ્યું ત્યારે તેઓ ઘણીજ મમતાથી બોલ્યા. તમે રડો માં, શાન્ત થાઓ. તમે ન બોલ્યાં હોત તો પણ મારે હવે તમને મારી સાથેજ રાખવાં છે. કયારે લઇ જવાં તેનાજ વિચારમાં હું છું. તમારી અંદર જે મેં આશા રાખી હતી તે સર્વે જોઇ છે અને મને પૂર્ણ સંતોષ થયો છે. તમને મારી સાથેજ રાખીશ અને હું તમારો અભ્યાસ આગળ વધારીશ. મને તમે ત્યાં જવા દ્યો. કયાં રહેવું, કેવી રીતે રહેવું, તે સર્વનો થોડા દિવસમાં બંદોબસ્ત કરી મુંબઇ તેડાવીશ. મારા ઉપર તમે જે વિશ્વાસ રાખ્યો છે, તેનો ભંગ હું કદિ નહિ કરૂં. તમારૂં સ્થાન મારા હૃદયમાં છે. હું એકલો હતો ત્યારે ગમે ત્યાં રહી શકતો. તમને તેડી જવાં, તેની પૂર્વે મારે સર્વ તૈયારી તો કરવી જોઇએ ના? એવી અનેક જાતની મીઠી વાતો કરી મને રોતીને સાંત્વના આપી ચાલતા થયા. મુંબઇ ગયા પછી લગભગ ૨૦ દિવસે મારા સસરાજી ઉપર તેમનો કાગળ આવ્યો. 'તમે ઇચ્છાદેવીને લઇ ડૉ. વિભાકરને ત્યાં આવો. તમારે પણ મુંબઇ જોવાશે. વળી વિશેષ લાભ એ થશે કે, દેવલાલી ગુરુકુળનો ઉત્સવ છે એટલે અનેક સાધુસંન્યાસી વિદ્વાન્ વક્તાની અમૃતમય વાણી સાંભળવાનો તમને લાભ મળશે.' મારા સસરાજીએ તે કાગળ મને વંચાવ્યો. વચમાં એક વાત જણાવી દઉં. મારા સસરાજીએ કવિજી ગુરુકુળ હતા ત્યારે લખી જણાવ્યું હતું કે, જેમ તમારી માતુશ્રી, મારા પિતાની સાથે વાતચિત કરતાં, તેમ ઇચ્છાદેવી પણ મારી સાથે બોલેચાલે તો મારી કેટલીક આફત દૂર થાય. ચીજ વસ્તુ લાવતાં વિના બોલ્યે

મારી મુંઝવણનો પાર રહેતો નથી. તમે તેમને પત્ર લખી સમજાવો. કવિજીનો કાગળ ગુરુકુળથી આવ્યો. મારે મન તેમનો હુકમ તે પ્રભુનો પેગામ હતો. મેં કદિ તેમની સાથે હઠ કરીજ ન્હોતી. જો હઠ કરી હોત તો હું તેમને સાચવી શકી ન હોત. એમનો સ્વભાવ ઘણોજ દઢ હતો. જો એમની વાત ન રહે તો તેમને માથાનો ઘા થતો.

## સસરાજીની મમતા:

અમારા ઘરમાં લાજનો રિવાજ નીકળી ગયો હતો. મારે એટલું કહેવું જોઇએ કે એમના પિતા ઘણા જ સરલ સ્વભાવના હતા, નહિ તો એમના વિચારને અનુકૂળ ન જ હોય. મારા સસરાજી જુના જમાનાના હતા છતાં કવિજીની દરેક વાતને માનતા. મારા સસરાજીને એમ લાગ્યું હતું કે મારો પુત્ર મારૂં નામ ઉજાળશે, બગાડશે નહિ. જ્ઞાતિએ ફક્ત કવિજીને નાત બહાર મૂક્યા હતા, મારા સસરાજીને નહિ. કવિજી સાથે તેઓ ન રહ્યા હોતતો તેઓ ન્યાત બ્હાર ન્હોતા, છતાં હું મારો દિયર અને સસરા કવિની સાથે છેવટ સુધી હતાં. રાજા દશરથને જે વાત્સલ્યભાવ રામ તરફ હતો તેવોજ ભાવ મારા સસરાજીને કવિ તરફ હતો. મારા દિયર લક્ષ્મણ જેવા હતા. તેમને ભાઈ-ભાભી તરફ અનન્ય પ્રેમ હતો. મારે મુંબઇ જવાનું થયું અને મારા દિયરના શોકનો પાર ન રહ્યો. તેઓ ખૂબ રડવા લાગ્યા. હું અને મારા દિયર સરખી ઉમ્મરનાં હતાં મારા દિયરને એમ લાગ્યું કે ભાભી વિના હવે જુનાગઢમાં કેમ રહેવાશે? એમને મારે શાંત શી રીતે પાડવા?

**મુંબઈ ગમનઃ**

મને મુંબઇ જવાનો, કવિજી સાથે રહેવાનો મોહ હતો. જુનાગઢનાં કુટુમ્બીને છોડતાં દિલમાં દુઃખ થતું હતું. અમે ન્યાત બહાર હતાં, તે ફક્ત જમવા ન જઇએ એટલા પુરતાં. બાકી મારા પિયર હું રોજ સાંજે જતી. તે સૌની માયા છોડીને આજે પરદેશ પ્રયાણ કરવું હતું. મારે સાત બ્હેનો ઉપર માંડ એક ભાઈ છે. તે સૌથી લાડકો. તેને, મા અને બ્હેનોના સ્નેહને છોડી, મારે જવું હતું. મારાં સગાંના આશિર્વાદ હતા કે, હું કવિજી પાસે જાઉં અને સુખી થાઉં. ૩।। વર્ષથી હું એકલીજ સાસરે રહેતી હતી અને તે સાસરીયાંની સેવા કરવા પુરતી જ. લોકો અનેક અફવા ઉડાડતાં. કવિજી ગુરૂકુળમાં ભણવા ગયા હતા એટલે લોકો બોલતાં અરે બાઇ, એતો બાવો થઇ ગયો હશે! સાધુ થઇ ગયો હશે! ઘેર નહિ જ આવે; જીવનભર બ્રહ્મચારી રહેશે! દીકરીનો ભવ બગડી ગયો વિગેરે અનેક જાતના ઘરનાં ગપ્પાં હાંકતાં. તેની જગ્યાએ મને મુંબઈ બોલાવે છે તે વાત જાણી દરેકની આંખમાં હર્ષનાં આંસુ આવતાં. ‘બાઈ દિકરીને રામના રોજ અને સીતાના વિયક હતા. પ્રભુએ તેની સમતાનું ફળ આપ્યું છે. ભલે જાય અને સુખી થાય.’ કોઇ વિરોધી મારી મા પાસે જઇને કહી આવતું, અરે દિકરીને આંખથી આઘી કરો મા. તમારી નજર પાસે હતી તેની વાત જુદી હતી. અને ત્યાં તેને કોણ જાણે કયાં રાખશે? તેને ચાલની આડીએ ઉતારી મૂકશે; તેના પર તમે ભરોસો રાખો માં, વગેરે મો ફાવે તેમ બોલતનાં. પણ મારી મા, બેન અને હું પત્થર જેવાં કાળજાં કરતાં મેં નેમનો

ખૂબ અનુભવ કર્યો હતો અને મને ખાત્રી થઇ ગઇ હતી કે મને કદિ દુઃખ થવાનું નથી. તેનો એક દાખલો હું અત્રે આપું. અમારી સ્થિતિ સાધારણ હતી. મારા સસરાજી કાંઇ ધનવાન ન્હોતા. એટલે ઘરનું સર્વ કામ હું હાથે કરતી. ફક્ત દળવાનું કામ મારી પાસે કરાવતા નહિ. કવિજી ગુરુકુળથી આવ્યા, તે દિવસે સૌ જમીને ઉઠયાં અને હું વાસણ માંજવા બેઠી. કવિજીએ મારા સસરાજીને કહ્યું; ભાઈકાકા (તેઓ તેમને એ નામથી બોલાવતા.) મને આ વસ્તુ જરાય પસંદ નથી. હું સ્ત્રીને ગુલામડી નથી માનતો. આપણા ઘરની તે દેવી છે–લક્ષ્મી છે. આપણે સૌ જમીને ખસી જઈએ અને તે સૌનો એઠવાડ ચૂંથે, આ વસ્તુ મારા હ્રદયમાં અતિશય ખૂંચે છે. તેમની પાસેથી મારે ઘણું કામ લેવું છે. તેમનો અભ્યાસ મારે આગળ વધારવો છે. જો તેણી આમાં પડી રહેશે, તો મારી ધારણા પાર નહિ પડે. તેનામાં મેં સારી આશા બાંધી છે. માટે કોઈ કામવાળી તમે રાખોતો કાંઈ અડચણ છે? મારા સસરાજીએ તુરત જ અનુમતિ આપી એટલે મારા દિયર એક બાઇને તેડી લાવ્યા. ત્યારથી તે આજ દિવસ સુધી અમારે ત્યાં કામવાળી કામ કરે છે. આ જાતનો મારા પ્રત્યે તેમનો અનુરાગ હતો. પછી ભલા કહો, મને કદાપિ એમના વિષે લોકોના ઉલટા બોલવા પર ભરોસો આવે કે? મેં તો દરેક રીતે મુંબઇ જવાની તૈયારી કરી.

## પતિની તિજોરી!

મારા બાપના ઘેરથી મારાં કપડાં વિગેરે હતાં તે લઇ આવી. મારો દાગિનો મારે સાસરે હતો. એક વાત હું

જણાવી દઉં. જ્યારે કવિજી ગુરુકુળમાં હતા ત્યારે મારા સસરાજીને રૂ. ૫૦૦ ની જરૂર હતી. તેમણે મને ન કહ્યું પણ કવિજીના ઉપર કાગળ લખ્યો અને તેમાં રૂપિયાની જરૂર છે, વ્યાજ ભરવું પડે છે વિ. વિગત લખી. કવિજીનો કાગળ મારા ઉપર આવ્યો તેમાં જણાવ્યું કે મારે ભણવામાં અને એક પુસ્તક છપાવવું છે તેમાં રૂપિયાની જરૂરત છે. જો તમે તમારાં ઘરેણાં આપો તો ભાઈકાકા વેચી રૂપિયા મારા પર મોકલી આપે. હાલમાં તમારે પ્હેરી ઓઢીને ક્યાંય જવું નથી. સતી સ્ત્રીઓ સ્વામી વિયોગમાં કાંઇ પ્હેરે ઓઢે નહિ. તે તમે સારી રીતે સમજો છો. **પતિની તિજોરી પત્ની છે.** તમારા પેટમાંથી વાત બ્હાર નહિ જાય, એમ આશા રાખું છું. વગેરે સમજાવટભર્યો કાગળ મારા ઉપર આવ્યો હતો. મારાં ઘરેણાંની પેટી મેં મારા સસરાજીને સોંપી દીધી. આજ દિવસ સુધી આ વાત કોઇ જાણતું નથી. મારા ભાગ્યમાં હતાં તો ૫૦૦ રૂપિયા ને બદલે સ્વર્ગસ્થે મને તેથી અનેક ગણી કિંમતના ઘરેણાં પ્હેરાવી રાજાની રાણી જેવું સુખ આપ્યું હતું. હાથમાંથી કોઇ લઇ જાય છે–ભાગ્યમાંથી નહિ. હું અને મારા સસરાજી જુનાગઢથી મુંબઈ જવા નિકળ્યાં. મારો દિયર અને મારો નાનો ભાઇ છેક જેતલસર સુધી વળાવવા આવ્યા હતા. જુનાગઢ સ્ટેશન ઉપર મારા પિયરનું સર્વ કુટુમ્બ હતું. સૌની આંખમાં આંસુ હતાં. પરંતુ હૃદયથી સૌના આશીર્વાદ મારા ઉપર હતા. મેં કદિ જુનાગઢ બ્હાર પગ મૂક્યો ન હોતો. મારા સસરાજીને પણ મુંબઇની મુસાફરી પ્રથમ વારજ હતી. એટલે બંને અજાણ્યાં. આખી રાત ગાડીમાં બેસીને ગાળી.

મુસાફરીનો કદિ અનુભવ નહિ તેમ કોઈ હુશિયાર માણસ સાથે નહિ કે ધીરજ આપી કહે કે સુઇ જાઓ કાંઈ અડચણ નથી. બીજે દિવસે વિરમગામ આવ્યું. અમારી પાસે જગાતી માલ ન્હોતો. છતાં બીક લાગી. પણ 'સૌની ગત તે વહુની ગત' કરી મન વાળ્યું. બધું જોવાઈ ગયું. નાની ગાડી છોડી અમે મોટી ગાડીમાં બેઠાં. સાથે ખાવાપીવાનું પુષ્કળ હતું. પણ જરાય ખાવાની રૂચિ થઇ નહિ. અઢારે વર્ણ સાથે બેઠાં હોય ત્યાં ખાતાં પીતાં સૂગ આવતી. જેમ જેમ ગુજરાત શરૂ થયું તેમ તેમ મોટાં સ્ટેશનોની જાહોજલાલી દેખાવા માંડી. દરિયા જેવી વિશાળ નદીઓ આવવા માંડી. હું ગાડીની બારી પાસેજ બેઠી હતી. મને તમામ વસ્તુ નવી લાગતી. લોકોની ભાષા પ્હેરવેશ બધું. આખરે સાંઝ પડી અને પાલગઢ આવ્યું. પાલગઢ એટલે મુંબઇ શરૂ થયું કહેવાય. મુંબઇના સબર્બ સ્ટેશનો ઝાકઝમાળ દીવાથી શોભતાં હતાં. અમારે ગ્રાન્ટરોડ ઉતરવું હતું. આખરે ગ્રાન્ટરોડ આવ્યું. સ્ટેશનપર નાખી નજર ન પડે. ગિર્દીનો પાર ન્હોતો. મારી આંખ કવિજીને શોધતી હતી. પણ તેઓ ક્યાંય જણાયા નહિ! આખરે ભાઈ લીલાધરને અમે જોયા. ત્યારે તે તેના કાકાને ત્યાં મુંબઈ હતા. ભાઇ નૃસિંહદાસ વિભાકરે અમને તેડવા તેમને મોકલ્યા હતા. તેઓએ અમને સ્ટેશન બ્હાર લાવી વિક્ટોરીયામાં બેસાડયાં. મારા સસરાજીએ તેમને પૂછ્યું. ભાઈ કેમ ન આવ્યા? અને તમને મોકલ્યા? લીલાધરે કહ્યું, તેઓ ગઇ કાલના દેવલાલી ગયા છે અને કાકાને ભલામણ કરી ગયા છે કે ભાઇ કાકાને લેવા સ્ટેશને કોઇને મોકલજો અને બોરીબંદરથી ટીકીટ

લઇ દેવલાલી મોકલવાની ગોઠવણ કરી આપજો. આ વાત સાંભળી મારા સસરાજીનો મિજાજ હાથમાં ન રહ્યો! એમને બહુજ ખોટું લાગ્યું. એવી બધી શી ઉતાવળ હતી કે અમે આવવાનાં હતાં છતાં બે દિવસ ન રોકાયા અને દેવલાલી ચાલ્યા ગયા? એ પ્રકારનો ખૂબ ફડફડાટ કર્યો. અમે વિભાકરને ઘેર પહોંચ્યાં. વિભાકર બન્ધુઓએ અમને સદ્ભાવથી સત્કાર્યાં. એમના આનંદી સ્વભાવ પ્રમાણે મારી મીઠી મશ્કરી કરી.. ભાભી, હવે મુંબઇવાસી થયાં! મારા સસરાજીના મન પર તેમનો દીકરો દેવલાલી કેમ ચાલ્યો ગયો, તેજ વાત ઠસાઇ ગઇ હતી! નૃસિંહભાઈ પાસે તેમણે ઉભરો ઠાલવ્યો. નૃસિંહદાસે એમને ટાઢા પાડ્યા. ભાઇકાકા, અમે અહિં છીએ. પછી મહારાણીશંકરને તમારી ચિન્તા શાની હોય? તમે અમને જુદા લેખો છો? વિગેરે વિવેકથી સમજાવી ઠંડા પાડયા. મારે તો જે કાંઇ બોલાય તે સાંભળ્યા જ કરવાનું હતું. તે વખતે બોલવાનો અધિકાર મને પ્રાપ્ત થયો ન હોતો. સવારથી મુંબઈની વ્યવસાયમય જીંદગી શરૂ થઈ. ભાઇ વિભાકર તે વખતે એલ. એલ. બી.નો અભ્યાસ કરતા હતા. તેમનું સગપણ થયું હતું. તેઓ તેમને સાસરે અમને લઇ ગયા. ભુલેશ્વર માર્કિટની ગિર્દી અપરંપાર–જાણે ભૂલાં પડી જશું! તેમણે તેમના સાસુ, સસરા, અને પત્ની સાથે અમારી ઓળખાણ કરાવી અને પોતાના મીઠા સ્વભાવ પ્રમાણે મારા બહુ વખાણ કર્યાં. વિભાકર કુટુમ્બ સાથે કવિજીને બહુજ જુનો નાતો હતો. તેઓને લંગોટિયા દોસ્તદાર કહીએ તો ચાલી શકે. મારા સસરાના પાડોશમાં તેઓ રહેતા અને તે સંબંધ છેવટ સુધી ટકી રહ્યો હતો.

અપોરની ગાડીમાં અમારે દેવલાલી જવાનું હતું. નૃસિંહભાઇ અમને બોરીબંદર પર મૂકવા આવ્યા.

### ગુરુકુલોત્સવ :

દેવલાલી ગુરુકુળ ઉત્સવ ઉપર ઘણાં જતાં હતાં. સ્વ. કનૈયાલાલ કોઠારી પત્ની સાથે હતા એટલે ભાઇ વિભાકરે અમારી ઓળખાણ કોઠારીને કરાવી કે કવિ મહારાણીશંકરનાં પત્ની અને પિતાજી છે. તેમને મહારાણીશંકરને સોંપજો. ગાડી ઉપડી. દક્ષિણની હરિયાળી વનરાજી શરૂ થઈ પર્વતોનું દશ્ય અદ્દભૂત હતું. જ્યારે ગાડી બુગદામાંથી પસાર થાય ત્યારે અંધારૂં થઇ જતું. રાતે આઠ વાગે અમે દેવલાલી સ્ટેશને પહોંચ્યાં. સ્ટેશન ઉપર પણ કવિજી ન્હોતા! અનેક સ્વયંસેવકો પીળા પટ્ટા પ્હેરી યાત્રિઓનું સન્માન કરતા હતા. બૈરાંને માટે ગાડીનો બંદોબસ્ત હતો. સ્ત્રીઓનું સન્માન એ આર્યસમાજનો મુદ્રા લેખ છે. મને ગાડીમાં બેસાડી. મારા સસરાજીની રજા લઇ, વિશ્વાસથી હું સ્ત્રીઓ સાથે ગઇ. અજાણી હોવાથી હું કોઇને ઓળખતી ન્હોતી. મુકામ પર ગાડી પહોંચી ત્યાંજ 'દાઢી ધારી દેવ' ઉભા હતા! દરેક ગાડી તપાસતા હતા. મને ઉતરતાં દીઠી એટલે પાસે પધાર્યા. સામાન કાંઈ નથી? પ્રશ્ન કર્યો. મેં જવાબ આપ્યો ભાઈકાકા પાસે છે. હવે તમે મુંબઈવાસી થયાં. મશ્કરી કરી. મેં ઉત્તર વાળ્યો હા, પણ તમે તો અમારી વાટ પણ ન જોઇ અને વ્હેલા .આવી ગયા-સ્ટેશને લેવા પણ ન આવ્યા? હું તો ઠીક પણ ભાઇકાકાને કેટલું બધું ખોટું લાગ્યું છે? જવાબ મળ્યો, દેવી, હું સંસારનો ગૌણ

છું, ધર્મનો પ્રધાન છું. હું સૈનિક છું. મને હાકલ પડી કે તમે જલ્દી જાઓ પછી મારાથી એક મિનિટ ન રહેવાય. વળી વિલાકર કુટુમ્બ પરાયું નહોતું. પ્રથમ મને તેમના ગુરૂ પંડિત ભીમસેન પાસે તેડી ગયા અને કહ્યું, સાષ્ટાંગ પ્રણામ કરો! મેં તે પ્રમાણે કર્યું. એક આર્ય સન્નારીને મારી સોંપણ કરી અને પોતે વિદાય થયા, તે બીજે દિવસે પુનઃ એમનાં દર્શન થયાં! મારા સસરાજીને પણ હું મળી શકતી નહોતી. હજારો માણસોનો મેળો હતો. સૌની ઉતારાની અને ભોજનની સગવડ હતી. સ્ત્રી પુરુષો ક્યાંય સમાતાં નહોતાં. નાનું સુનું ગામ વસ્યું હોય તેવું દૃષ્ય ગુરુકુળ ભૂમિમાં હતું! ગુરુકુળના નિયમો કડક હોય છે. સામાન્ય લોકોથી તે પાળી શકાતા નથી. જ્યાં સુધી બ્રહ્મચારી અભ્યાસ કરે, ત્યાં સુધી તેમનું લગ્ન થઇ શકે નહિ– માબાપ પાસે વર્ષમાં એક વખત રજા પડે ત્યારે જઇ શકાય. બ્રહ્મચારીની ડોકટરી તપાસ થાય. જો નિરોગી જણાય તો જ દાખલ થાય. જેનો છોકરો દાખલ ન થઇ શકતો, તેનાં માબાપની નિરાશાનો પાર ન રહે. દીક્ષાન્ત બ્રહ્મચારી, જ્યારે ભિક્ષા માગવા આવે ત્યારે સૌ કોઇની આંખમાં આંસુ આવે!

### મારૂં જાગ્રત અભિમાનઃ

બીજે દિવસે ગુરુકુળ ઉત્સવની શરૂઆત હતી. મુંબઈ ઇલાકામાં પ્રથમ ગુરુકુળ ખુલતું હોવાથી, લોકોના ઉત્સાહનો પાર નહોતો. હજારો રૂપિયા દાનમાં મળતા હતા. મને સભા શું કહેવાય તેનો જરાય અનુભવ નહોતો, પછી

ભાષણો તો ક્યાંથી જ સાંભળ્યાં હોય? અહિં ભાષણ સાંભળવાનાં પ્રથમ મળ્યાં. મારા 'દાઢીધારી દેવ'નું ભાષણ સાંભળી, હું તો સ્તબ્ધ થઇ ગઇ! હજારો લોકો જેને આદરથી સાંભળે અને શબ્દે શબ્દે તાળીઓના અવાજથી વધાવે છે, તેવા વિદ્વાન પતિની હું પત્ની છું, તેનું મને અભિમાન આવ્યું! તેમની વાણીમાં અજબ શૌર્ય અને જુસ્સો ભર્યો હતો. શ્રોતાઓને કબજે કરી લેવાની તેમનામાં તાકાત હતી. આખા અંગને વાળીને કામઠું કરી નાખે અને શરીરમાંથી પાશેર પાણી બ્હાર કાઢે! ઉત્સવ ધામધૂમથી પુરો થયો. યાત્રિઓ સૌ રવાના થવા માંડ્યાં. મારા સસરા મુંબાઈ જવા તૈયાર થયા. તેઓ મને મળવા માટે આવ્યા. અમારે મુંબાઇ જવું નહોતું. દક્ષિણમાં ચેવલા નામના ગામમાં આર્યસમાજનો ઉત્સવ હતો ત્યાં જવું હતું. મને કવિજી તરફથી ફરમાન થયું. ભાઈકાકા થોડા દિવસ મુંબાઇ રહી જુનાગઢ જશે. તમારી પાસે રૂપાના દાગિના છે, તે તેમને આપી દો. હું જુનાગઢથી આવી ત્યારે તે મારી પાસે હતા. હું ફરમાનને તાબેજ હતી. કવિજી કહે તેની સામે અપિલ હોયજ નહિ! તેમના કહ્યા પ્રમાણે રહી તો તેમને હું સાચવી શકી નહિ તો ઘડીના છઠ્ઠા ભાગમાં ગુમાવી બેઠી હોત! મારા બાળક હૃદય ઉપર તેમણે આજ્ઞાંકિતપણાની પ્રથમથી છાપ પાડી દીધી હતી. તેઓના કહ્યાસર રહી તો કુલની શૈયા પામી. નહિ તો ધુળમાં રગદોળાઇ બુરે હાલે રખડવું પડત. મારી પાસે જે કાંઈ ચાંદીના દાગિના હતા, તેને મેં મારા સસરાજીને આપી દીધા, અને તેમના પગમાં પડી પ્રણામ કર્યો. મારા

સસરાજી અને હું નાનાં બચ્ચાંની માફક રહ્યાં. અમે પિતા પુત્રી જેવો ભાવ કેળવ્યો હતો. મારા સસરાજીએ મારી લાગણી કદિ દુભવી ન્હોતી. મારી નાની ઉમ્મર હતી છતાં જુનાગઢના ઘરનો વહીવટ તેમણે મને સોંપ્યો હતો. પોતાનો પગાર મારા હાથમાં આપતા. જેમ જોઇએ તેમ વાપરવા મારી પાસેથી માગતા. રોજ રાતે નામું લખાઇ જાય. જે લીધું દીધું હોય, તે રીતસર નોંધાઇ જાય. મહિનાની આખરે જમે ઉધાર ખાતું તપાસી મને પુછે, આટલી સિલિક બાકી છે? તેજ પ્રમાણે હોય જ. અમે કરકસરથી છતાં પૂર્ણ સંતોષથી રહેતાં એટલે મારા સસરાજીથી જુદું પડતાં મને ઘણું કષ્ટ થયું. કવિજીની સાથે હવે રહેવાનું છે, અને નવી જીંદગી શરૂ થવાની છે તે ઉત્સાહ સૌની જુદાઈ ભૂલાવી દેવા બસ હતો.

## અમારો ફરી વિવાહ!

અમે નાનપણમાં પરણ્યાં હતાં એટલે કાંઈ યાદ ન્હોતું. ફરીને કવિજીના ગુરુ પંડિત ભીમસેનજીએ સપ્તપદીના મંત્ર ભણી પરસ્પરની ફરજ સમજાવી અને કવિજીનો સમાવર્તન સંસ્કાર કર્યો! બ્રહ્મચારી મટી ગૃહસ્થી થયા. દેવલાલીમાં બેચાર દિવસ રોકાઈ, અમે ચેવલા ગયાં. ત્યાં થોડા દિવસ રોકાઈ મુંબઈ આવ્યાં. અમે વિભાકર ડાક્ટરને ઘેર ઉતર્યાં હતાં. સ્વ. નૃસિંહભાઈ ખૂબ મશ્કરી ઉડાવતા અને નિર્દોષ આનંદ કરતા. ભાઈની દાઢી ભાભીએ કઢાવી. હવે ઝભ્ભો ઉતરાવી, કોટ, પાટલુન પ્હેરાવો. મેં કહ્યું ભાઈ, મારા કહેવાથી કંઈ નથી થયું. મેં કાંઈ કહ્યુંજ નથી. જે કરે છે

તે તેમની મરજીથી થાય છે. અને જે કરવાનું હશે, તે પણ તેમની મરજીથી થશે. મને રોજ સાંજે ચોપાટી, એન્ડસ્ટેન્ડ ફરવા લઈ જતા. કોઈ દિવસ ગાડીમાં, કોઈ દિવસ ટ્રામમાં, કોઈ દિવસ ચાલતાં. પગમાં જોડા પ્હેરવાની કદિ ટેવ ન્હોતી. પ્રથમ કંતાનનાં સ્લીપર પ્હેર્યાં. એટલે ફોલ્લા પડ્યા. ચાલી શકાય નહિ છતાં કહેવાય નહિ, કે પગ દુઃખે છે! જ્યારે અમારા કાળીદાસભાઈનાં પત્નીએ તેમને કહ્યું કે આના પગમાં ફોલ્લા પડી ગયા છે, ને તમે તેને ક્યાં ઘસડી જાઓ છો? ત્યારે કવિજીએ કહ્યું મને શું ખબર પડે? વાત કરવી જોઈએ ના? એ તો એમ જ ચાલે. ટેવ ક્યારે પડશે? સુંવાળું થયું અમારે ન ચાલે! અમે રહ્યાં બ્રાહ્મણ–તપસ્વી જીવન ગાળવું જોઈએ, અને સુખદુઃખ સહન કરતાં શીખવું જોઈએ. તમારે વાણીઆને બધી શેઠાઈ ચાલે. એ સાંભળીને એ બિચારી તો મુંગી જ થઈ ગઈ. એમને બ્રાહ્મણત્વનું બહુ અભિમાન હતું. એમને વાતમાં કોણ પ્હોંચી શકે?

ઉપદેશક:

આર્ય વિદ્યાસભાએ, કવિજીની નિમણુંક ગુરુકુળના ઉપદેશક તરીકે કરી હતી. અમે ઘર ન્હોતું માંડયું એટલે ખર્ચ પુરતા રૂપિયા ૪૫) દક્ષિણા લેતા હતા. ઉપદેશકનું કામ કરવું એટલે સ્થિર જગ્યા ન્હોતી. આજે આ ગામ તો કાલે પેલે ગામ. ઉડતાં પંખીની જીંદગી અમે જીવતાં, અને આનંદ સાગરમાં તરતાં: ગુજરાતના નાના ગામોમાં બેલગાડીનો ઉપયોગ કરવો પડતો. આખી રાત ચાંદનીમાં

કલ્લોલ કરતાં, રસહિંડાળે ઝૂલતાં! મૂળથી જ રસિક જીવન હતું. નસેનસમાં ઉલ્લાસ ભર્યો હતો. નીતિ અને ધર્મપૂર્વક ગૃહસ્થાશ્રમનો લ્હાવ લેતા અને દેતા.

**મારૂં પ્રથમ ગાનઃ**

થોડે થોડે વખતે મુંબઈ આવવાનું થતું. આ વખતે આર્ય પ્રતિનિધિ સભાના મંત્રી શ્રી. ગિરિજાશંકરભાઇને ઘેર ઉતરવાનું અમને આમંત્રણ હતું. શ્રી. ગિરિજાશંકરનાં પત્ની ઇચ્છાગવરી ઘણાં લાયક બેન હતાં. હું તેમને ત્યાં રહેતી અને કવિજી સમાજ મંદિરમાં સુતા બેસતા. ભોજન લેવા અમારી સાથે આવતા. જ્યારે આવે ત્યારે અનેક જાતની વાતો કરે અને મને ગાવા માટે અતિશય આગ્રહ કરે. સ્ત્રી સુલભ શરમને લઇને, મારા ગળામાંથી અવાજ નીકળતો નહિ. પોતે કહેતા જુઓ, જેમ હું ગવરાવું, તેમ તમે ગાઓ. એમની આજ્ઞાનો અનાદર થાય જ નહિ. પહેલવહેલી તેમણે મને સૌભાગ્ય સુંદરીના નાટકની કવિતા "ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં, સહુ મળીને દર્શન કરીએ" તે ગાતાં શીખવી. પોતે ઘણા જ ખુશ થયા. તમારો અવાજ બહુ સારો છે, વળી તાલમાં ગાઈ શકો છો. કેમ ગાતાં નથી? હજુ મારૂં મન તેમનાથી ખુલ્લું ન્હોતું થયું. એટલે હું લજાતી. તેઓ જેમ બને તેમ મને પોતા તરફ વાળવા કોશિશ કરતા. ફરમાન થયું. જુઓ હું તમારે માટે નાટકોના રાગમાં કવિતા લખું છું. તમારે તે રાગોમાં ગાતાં શીખવું પડશે. નીતિ, ધર્મ, પતિવ્રત, સંતાન પ્રતિ માતાની ફરજ, પ્રાચીન સતીઓ, ઐતિહાસિક વીર રાજપુતાણીની

શૌર્ય કથા, બાળલગ્ન વિ. ની કવિતા લખતા.

**પ્રથમ ભાષણ:**

નવસારી પાસે ઉગત નામનું નાનું ગામ છે. ત્યાં અમે ગયાં હતાં. એક કવિતા લખીને મારા હાથમાં મૂકી. 'તમારે આજે ભાષણ કરવાનું છે!' હું તેમની એ વાત સાંભળીને ડરી જ ગઈ! મારાથી ભાષણ થશે કેમ, તે જ વિચારમાં હું પડી ગઈ. મારી આંખમાંથી આંસુ પડવા માંડ્યાં. મેં કહ્યું, મને નહિ આવડે! ન કેમ આવડે? હું બોલું છું તે તમે સાંભળો છો ને? તે પ્રમાણે બોલવાનું. વળી તમારી પાસે આ કવિતા છે, તમે અનેક પુસ્તકો વાંચ્યાં છે. સતીઓનાં ઉદાહરણ આપવાં અને કવિતા ગાવી. મારા માથે કડકડતી વીજળી પડી હોય, તેમ હું તો હેબતાઇ ગઈ! મેં તેમને કહ્યું. જો તમે મને લખી આપો તો તો હું વાંચું! ના, લખી નહિ આપું. તમને મેં કવિતારૂપી તુંબડું બાંધી આપ્યું છે. તમે તરતાં શિખો. તમે ટેવાશો એટલે જરાય અઘરૂં નહિ લાગે. અને સભા ક્ષોભ મટી જશે. વળી આ નાનું ગામડું છે. અહિં કોણ તમારાથી ડાહ્યું છે કે તમારૂં ભાષણ કવખોડશે? મારી અંતરની ઇચ્છા છે કે, તમે આજે બોલો. વિગેરે છેલ્લા શબ્દોથી મને બહુ પ્રોત્સાહન મળ્યું. વિષય હતો "આપણી પ્રાચીન સતીઓ." તે દિવસથી હું ભાષણ કરતાં શીખી. સભામાંથી ઘેર આવ્યા પછી મારી પીઠ થાબડી. તેઓ બહુ પ્રસન્ન થયા અને બોલ્યા મારી પત્નીએ મારે લાયક બનવું જ જોઇએ. મારી ભાવના ન ઝીલે, તેવી સ્ત્રી મારે જરાય ન

પોસાય. તમને પ્રભુએ મારે અનુકુળ બનાવ્યાં છે. વગેરે.

**મારો વિદ્યાભ્યાસ :**

૧૯૧૧ થી હું ભાષણ કરતી થઈ. "સતી સંગીતાવલિ" નામનું કાવ્યનું પુસ્તક મારે માટે એ લખાયું એમ કહું તો જરાય ખોટું નથી. મને સવારના થોડું કર્મકાંડ શિખવતા. સંસ્કૃતમાં માર્ગોપદેશિકા શિખવવી શરૂ કરી. થોડા ઇંગ્રેજીની પણ જરૂર છે, ધારી પ્રાઇમર શરૂ કરી. સભા ઉપયોગી કેટલાક શ્લોકો યાદ કરાવતા. એ રીતે સવાર અને બપોરનો વખત મારા અભ્યાસમાં અને સાંજનો વખત સભામાં વ્યતીત થતો. ગુજરાતના અનેક શહેરો તેમજ ગામોમાં અમે પ્રચાર કરતાં અને સંતોષ અનુભવતાં. રણોલી મુકામે મહારાજા સર સયાજીરાવ ગાયકવાડના પ્રમુખપદે આર્યધર્મ પરિષદ્ ભરાઇ હતી. મહારાજાની પધરામણી એટલે પરિષદની ભવ્યતા અતૂલ હોયજ. ત્યાં મહિલા પરિષદ્ ભરાણી અને તેમાં મારૂં ભાષણ થયું. તે ભાષણ પછી મને મારામાં વિશ્વાસ આવ્યો કે હવે હું મોટી સભામાં ભાષણ કરી શકીશ. તેઓએ મને ભાષણમાં જુદાજુદા શ્લોકો, મંત્રો, કવિતા વિગેરેની ગુંથણી કરતાં શિખવ્યું હતું. પ્રચારમાં કેટલીક જગ્યાએ મને સાથે લઇ જવી ન પરવડી એટલે વાંદરામાં સ્વ. ઉર્મિલા દયારામ ગીદુમલે 'સેવાસદન' નામની સંસ્થા ખોલી હતી, ત્યાં રાખવાનો પ્રબંધ કર્યો. માર્ગોપદેશિકા પુરી થઈ હતી એટલે સ્વ. કમળાશંકર ત્રિવેદીની સંસ્કૃત શિક્ષિકા ચાલતી અને સૂત્ર પદ્ધતિમાં લઘુ કૌમુદી ચલાવતા. એમની ગેરહાજરીમાં હરિશંકર વિદ્યાર્થી શિખવવા આવતા.

હરિશંકર વિદ્યાર્થીની પત્ની પણ મારી સાથે ત્યાં શીખતા. મારા ગયા પછી ઘણી સ્ત્રીઓએ તે સંસ્થાનો લાભ લીધો હતો. આ પ્રમાણે થોડો વખત ગાળ્યા પછી મુંબઈમાં સોની રામજી ભગવાન ઝવેરીના પુત્ર માધવજીભાઇએ તેમને ત્યાં રહેવા અમને અતિ આગ્રહ કર્યો. અલગ રૂમ અને તમને જોઇતી સર્વ ચીજની અમે ગોઠવણ કરશું એમ કહ્યું. એમના સ્ત્રીવર્ગમાં સારા સંસ્કાર પડે એ હિસાબે અમને તેને ત્યાં રાખ્યાં. ઘરનાં સૌ અમારા ઉપર બહુ સ્નેહ રાખતાં. કવિજી તો પ્રચારમાં ફરતા. હું મુંબઇમાં મારો અભ્યાસ કરતી. સ્વ. પૂ. પંડિત બાલકૃષ્ણજી પાસે સંસ્કૃત શિખવા હું સમાજમાં જતી. ઇંગ્રેજી માટે માસ્તર હતા. કવિજી કચ્છ તરફ પ્રચાર માટે ગયા હતા. લગભગ ત્રણ ચાર મહિને મુંબઇમાં આવ્યા હતા. આર્ય કુટુંબમાં ડૉ. કલ્યાણદાસની સાથે અમારે ખૂબ લેણાદેવી નીકળી છે. એમને ઘેર મારે રોજ જવું જ જોઇએ. એમના ઘરની સ્ત્રીઓ મારા તરફ કાયમ અનહદ લાગણી રાખતાં આવ્યાં છે. મારી સમ ઉંમરની ડૉ. કલ્યાણદાસની ભત્રીજીઓ હતાં. એટલે 'સમાન શીલે' મૈત્રી હોય જ. તેઓનું ત્રણ ભાઇઓનું વિશાળ કુટુંબ સંસ્કારી છે. સાંજે દરિયા પર ફરવા જવાનું પણ તેમના સ્ત્રીવર્ગ સાથે. બિમાર પડું તો ડૉ. સાહેબ હાજર! ડૉ. સાહેબનાં બેન શ્રીમતિ ડાહીબ્હેન પણ મારી સાથે પંડિતજી પાસે અભ્યાસ કરતાં. એ બેનનો સ્વભાવ ઘણો પ્રેમાળ છે. હજી પણ તેઓ સમાજસેવાનાં તથા દેશસેવાનાં ઘણાં કામ કરે છે. ડૉ. સાહેબનાં પત્ની ત્યારે ઘણે ભાગે બિમાર રહેતાં. તેમનાં છોકરાંઓ-સુલોચના,

કપિલદેવ, વસંતદેવ વિગેરેને ખૂબ રમાડવાની લાંણુ અમે લીધી છે. ઇશ્વિરકૃપાથી એ ઘર સાથે આજ દિવસ સુધી અમારો મધુર સ્નેહ સંબંધ ચાલુ છે.

## જુનાગઢમાં પ્રચાર અને કેસ :

૧૯૧૨માં "સતી સંગીતાવલિ" છપાઈ બહાર પડી ત્યારબાદ થોડો વખત અમે જુનાગઢ ગયાં હતાં. તે વખતે જુનાગઢમાં એડમીનીસ્ટ્રેશન હતું એટલે સભાઓ થઈ શકતી હતી. કેટલાક ભાઇઓ ઉત્સાહી હતા. કેટલાક નાગર ગૃહસ્થો, શ્રી. અનંતરાયભાઈ, વકિલ નૃસિંહપ્રસાદ વિ.ની ઈચ્છા હતી કે અહિં ભાષણો ગોઠવવાં. કાલવા થિયેટરમાં ભાષણો ગોઠવાયાં. અમારાં બંનેનાં ભાષણો થતાં. જે શહેરમાં અને જેના હાથમાં નાનાં મોટાં થયાં હોઇએ, તેની સન્મુખ ભાષણ કરવા ઉભું રહેવું, તે સ્હેલી વાત ન્હોતી. અમારી કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસ સાંભળવા આવતાં અને પોતે ગૌરવ લેતાં કે મારી પાસે ભણેલી છોકરી ભાષણ કરતી થઇ! પણ ખરો પ્રતાપ તો એમાં કવિજીનો હતો. વર્ણાશ્રમ ધર્મ ઉપર કવિજીનું ભાષણ થયું. અને આધુનિક બ્રાહ્મણ ધર્મ ઉપર કડક ટીકા થઇ. અમારી જ્ઞાતિના કેટલાક યુવકો ભાષણ સાંભળવા આવતા. જ્ઞાતિના અગ્રેસરોને એમ જણાયું કે એમનાં ભાષણ સાંભળવાથી યુવકો તેમના વિચારના થઈ જશે. એટલા માટે સાંભળવા જવાની બંધી થઈ. જે સાંભળવા જાય તે ગુન્હા પાત્ર ગણાય એવો હુકમ છૂટયો! કેટલાક યુવકો કવિજી પાસે આવ્યા અને કહ્યું કે અમને તમારૂં

ભાષણુ સાંભળવાની બંધી થઈ છે. કેટલાક અગ્રેસરો તમને ગાળો દે છે. (હજુ તેમાંના એક બે હૈયાત છે. એક બે ગુજરી ગયા છે.) તમે અમારે ખાતર કાંઇક કરો. અમે જુબાની આપવા તૈયાર છીએ કે તમને ગાળ અમુક માણુસે દીધી છે. અમારા શહેરી તરીકેના હક્ક ઝુંટવાય છે. વિ. એક તો તેજસ્વી સ્વભાવ, વળી યુવાન અવસ્થા; અને લોહીમાં આર્યત્વની ગરમી પાર વિનાની હતી. એટલે તે લોકોના વચન ઉપર વિશ્વાસ મૂકી નાતના કેટલાક અગ્રેસરો ઉપર કવિજીએ ફોજદારી કરી. જુનાગઢના વકીલ કૃપાશંકર, રાજકોટના વકીલ કાળીદાસ મોતીચંદ, અને મુંબઈથી મોતીલાલ ટી. દલાલ અને બાલુભાઇ ટી. દેસાઈ અમારા તરફથી કેસ લડતા. સામી પાર્ટી તરફથી પાંચ છ વકીલો હતા. ત્હોમતનામું મૂકાઇ ગયું. ત્યારપછી ન્યાતના અગ્રેસરોએ ત્રંબકલાલ બેરિસ્ટરને રોકયા. બંને પાર્ટી મોટા ખર્ચના ખાડામાં ઉતરી ગઇ. જે યુવાનોના બોલ ઉપર કવિજીએ વિશ્વાસ કર્યો હતો. તે લોકો આખરે મોળા નિકળ્યા! લાગવગના દબાણુથી તેઓ જુબાનીમાં ફરી બેઠા. પરિણામ અગ્રેસરોના લાભમાં આવ્યું. કવિજી મને જ્યારે ત્યારે કહેતા કે મારામાં અત્યારે જેવી સમતા અને સહનશીલતા છે તેવી કેસ માંડતી વખતે હોત તો હું કદિ આ પગલું ન ભરત. તેઓ કહેતા કે સૌના વિચારમાં સૌને મક્કમ રહેવાનો અધિકાર છે. જેમ મારી માન્યતામાં હું દઢ છું તેવીજ રીતે સામો પક્ષ દઢ હોયજ. હું તેને ધન્યવાદ આપું છું. આ પછી કાઠિઆવાડમાં ધોરાજી, ઉપલેટા, રાજકોટ, અમરેલી, જામનગર, ભાવનગર વિગેરે સ્થાને પ્રચાર માટે ગયાં હતાં. ફરી અમદાવાદમાં કોન્ફરન્સ

ભરાઇ ત્યારે ત્યાં આવ્યાં. ત્યાંથી મુંબઇ આવી ડૉ. કલ્યાણ દાસના અતિ આગ્રહથી તેમને ઘેર રહેવાનું રાખ્યું.

## આફ્રિકા ગમન:

ગુરુકુળ જેવો 'સફેદ હાથી' આર્ય વિદ્યાસભાએ બાંધ્યો હતો. ડૉ. કલ્યાણદાસ તેના સેક્રેટરી હતા. પૈસાની જરૂરત ખૂબ પડવા મંડી. આફ્રિકાથી ત્યાંના આર્યોની માગણી હરવખત આવ્યા કરતી, કે કોઈ ઉપદેશકને પ્રચાર માટે અહિં મોકલો. કોઇ જવા તૈયાર થતું નહિ. સૌને પરદેશ જવું અઘરૂં લાગતું હતું. કવિજીને વાત કરવામાં આવી. જો આફ્રિકા જવામાં આવે તો ગુરુકુળને સારો લાભ થવા સંભવ છે. કારણ ક્ષેત્ર સાવ અણ ખેડાએલું છે અને લોકો અજબ ઉત્સાહ ધરાવે છે. તમે તમારાં ધર્મપત્નીને સાથે લઇ જાઓ. તેમનો ખર્ચ પણ સભા આપવા ખુશી છે. પ્રચારમાં હું કવિજીની સાથે ફરતી તેને લઇને સ્ત્રીઓમાં બહુ સારી છાપ પડતી. પુરૂષવર્ગ સમજદાર હોય પણ સ્ત્રીઓ અજ્ઞાન હોવાથી દરેક બાબતમાં પુરૂષને પીછે હઠ કરાવે છે એમ અનુભવથી જણાયું હતું. કવિજી સાથે હું પ્રચારમાં ફરતી તેનો સભાએ લાભ અનુભવ્યો હતો. (અને સભા તે પણ જાણતી હતી કે આ બંને વિખુટાં પડે એમ નથી!) એટલે બંનેને આફ્રિકા મોકલવાનું ઠરાવવામાં આવ્યું. મારા સસરાજીને જુનાગઢ અમે જણાવ્યું કે અમે આફ્રિકા જવાનાં છીએ. એટલે તે અમને મળવા આવ્યા અને મને જુનાગઢમાં રહેવાનું તેમણે કહ્યું. કવિજીએ કહ્યું જેવી તેમની મરજી. મારી સાથે આવવું હોય તો પણ સર્વ

સગવડ છે. તમારી સાથે આવે તો ખુશીથી તેડી જાઓ. મારી અનુમતિ માગવામાં આવી. હું કવિજીથી છુટી પડવા માગતી નહોતી. એથી એમને મેં કહ્યું હું જુનાગઢ નહિ જાઉં. મારે પ્રવાસનો અનુભવ લેવો છે માટે હું તો આફ્રિકા જ આવીશ. વળી મારો એકલા અહિં અભ્યાસ બગડે. મારા સસરાજી આથી પ્રથમવાર મારા પર ઘણા જ નારાજ થયા. પણ હવે કાંઇ જોર ચાલે તેમ હતું નહિ! શ્રી. નૃસિંહભાઈ વિભાકર બેરિસ્ટર થઈ હમણાં જ આવ્યા હતા એટલે સ્ટીમરની મુસાફરીમાં શું શું વસ્તુ જોઈશે. તેની એમણે યાદી આપી. તડામાર તૈયારી શરૂ થઈ. નૃસિંહભાઇ બહુ શોખિન હતા. જાત જાતનાં કપડાં કવિજી માટે તેમજ મારે માટે એમણે લેવડાવ્યાં. સ્ટીમરમાં ફેર, ઉલટી કે વાયુ ન થાય તેને માટે ડૉ. કલ્યાણદાસે અનેક દવાની બાટલીઓ આપી! બે ટીકીટ સેકન્ડ કલાસની લેવાઈ. સ્ટીમર 'પેન્ટાકોટા'માં બે બર્થ રીઝર્વ્ડ થઈ. સ્ટીમર પર વિદાય દેવા અનેક ગૃહસ્થો હતા. શ્રીમાન્ ડૉ. કલ્યાણદાસ અને નૃસિંહભાઈ હાર કલગી લઇને આવ્યા હતા. સને ૧૯૧૩ માં અમે આફ્રિકા પ્રયાણ કર્યું. સ્ટીમરે ઉપડવાનું ભૂંગળું ફૂંક્યું અને સૌની આંખ ભીની થઈ. વિદાય દેવા આવેલી મંડળી નીચે ઉતરી. સેકન્ડ ક્લાસના પેસેન્જરોને સુવા બેસવાની સરસ સગવડ હોય છે. રમવા વગેરેની પણ સગવડ હોય છે. સાંજે બેન્ડના મીઠા સુર સંભળાય, દરિયાની ઓઝોન હવા લેવાથી ભૂખ પણ સારી લાગે. જેને ફેર ન આવે તેને સ્ટીમરની મુસાફરી બહુ જ આનંદ જનક જણાય. આખો દિવસ ડેક ઉપર આરામ ખુરશી

નાખી બેસીએ. રાત્રિએ કેબિનમાં જઇએ. મને બે ચાર દિવસ ફેર જેવું જણાયું હતું. કવિજીને જરાય જણાયું ન્હોતું. કેટલીક દવા પીધી. મોસંબી ચુસવાથી તાત્કાળિક આરામ થઈ ગયો હતો. ખાવાનું જે કંઈ કરવું હોય તે કેબિનમાં કરી લેતાં. કેપ્ટન બહુ માયાળુ સ્વભાવનો હતો. અમે ભજીયાં વિગેરે બનાવતાં અને તેને ચખાડતાં જેથી તે ઘણો રાજી થતો. આખો દિવસ ચોપાટ, પાનાં વિગેરે રમત રમતાં અને વખત પસાર કરતાં. એ રીતે સ્ટીમરમાં ઘણા મિત્રો થઇ ગયા હતા. સ્ટીમર મોટી હતી એટલે નાનાં બંદર કરતી નહિ. ઉપર આકાશ અને નીચે પાણી બંનેનો રંગ એક સરખો. ફક્ત એક જગ્યાએ છ કલાક માટે સ્ટીમર રોકાઈ હતી. ફળફળાદિ લઈ મછવામાં લોકો વેચવા આવે એ દેખાવ બહુ રળીયામણો જણાય. કેટલાક પેસેન્જર પગ છુટો કરવા ગામમાં જવા ઉતરતા. અમે તો ડેકની અગાસી ઉપર ફાવે તેટલા આંટા ફેરા કરતાં એટલે પગ છુટો કરવાની જરૂર ન્હોતી. થર્ડ કલાસના પેસેન્જરોને કંઈ સગવડ હોતી નથી. હિંદુ, મુસલમાન, વ્હોરા, ખોજા તમામ વર્ણ સાથે જ હોય, ગંદકીનો પાર નહિ—ન્હાવા ધોવાની સગવડ પણ ઓછી. પૈસા બેસે પણ સેકન્ડ કલાસના પેસેન્જરને સગવડ ઉંચી જાતની હોય છે. તેમાં સારી ચોકખાઈ હોય છે. ન્હાવા માટે ઠંડા-ગરમ પાણીના નળ, ટબ, જાજરૂ ચોકખાં ચાંદી જેવાં! યુરોપિયન પદ્ધતિની સગવડ હોય ત્યાં પુછવાપણું શું હોય?

અમારે જંગબાર ઉતરવું હતું. બારમે દિવસે મોમ્બાસા આવ્યું. જંગબારને બે દિવસની વાર હતી. અમે ડેક

ઉપર ઉભાં ઉભાં લોકોની ચઢવા ઉતરવાની ધમાલ જોતાં હતાં ત્યાં કેટલાક આર્યભાઇઓ 'નમસ્તે' 'નમસ્તે' કરતા આવી પહોંચ્યા. 'આપજ પં. મહારાણીશંકરને? કારણ શંકર-પાર્વતીનું સાથે ઉભેલું જોડું આપજ હશો એમ ધારી પૂછીએ છીએ.' હા, કેમ? કવિજીએ ઉત્તર દીધો. તમારૂં અનુમાન સાચું છે. ચાલો આપને અહિંજ ઉતારવા માટે અમે આવ્યા છીએ. અમે જંગબાર તાર કરી દીધો છે કે પંડિતજીને પહેલા અમે ઉતારીશું. પછી જંગબાર મોકલીશું. અમારે કાંઇ વાંધો નહતો પણ અમારે અહિં ઉતરવું ન્હોતું એટલે અમે તૈયારી કરી ન્હોતી. અમારો સામાન વેરવિખેર પડ્યો હતો. સ્ટીમર આખો દિવસ રોકાવાની હતી એટલે દોડધામ ન્હોતી. બધા આર્યો હાથોહાથ કામે લાગી ગયા અને અમે તુરત પરવારી ગયાં. સ્ટીમરના ભલા કેપ્ટનને અમારા અચાનક ઉતરવાથી દુઃખ થયું. અમે ૧૨ દિવસે જમિન ઉપર પગલાં માંડ્યાં. જમિન જાણે પગ નીચેથી ખસી જતી હોય તેવો ભાસ મને થતો હતો. મગજમાં જાણે સ્ટીમર ચાલે છે તેજ ખ્યાલ રહેતો. યુગાન્ડા રેલ્વે મોમ્બાસાથી શરૂ થાય છે. આખી રેલ્વે લાઇન ઉપર તે વખતે પાટીદારોજ નોકરી કરતા. અમારે સ્ટેશન માસ્તર મણીભાઇને ઘેર જવું હતું. જેટલા આર્યો હતા તે સર્વે હાજર હતા અને હારતોરાથી અમારૂં સ્વાગત કરી બહુ આનંદ પામ્યા. અમે ત્રણ દિવસ સ્ટેશન ઉપર રહ્યાં. પ્રચાર શહેરમાં કરવો હતો પણ સમાજમંદિર શહેરમાં એટલે અમારે માટે શહેરમાં એક બંગલો રાખ્યો. નોકરચાકરની દરેક સગવડ કરી આપી.

**મોમ્બાસામાં પ્રચાર અને ફંડ :**

સમાજ મંદિરમાં અમારાં ભાષણ શરૂ થયાં. હિંદુ, મુસલમાન, પારસી વિગેરે સૌ સાંભળવા આવતા. પંજાબી ઉપદેશકો જ્યારે ત્યારે આફ્રિકા જતા પણ ગુજરાતી ઉપદેશક કદિ આવ્યા ન્હોતા. એટલે એ ક્ષેત્ર સાવ અણુ-ખેડાએલું હતું. અને મળ્યા ત્યારે શ્રેષ્ઠ વક્તા પં. મહારાણી-શંકર જેવા સાંપડ્યા. એટલે ખેડ, ખાતર, પાણી વિગેરે તમામ કરી વૈદિકધર્મનું બી વાવ્યું. તે ખૂબ ખિલ્યું, ફળ્યું -ફાલ્યું. પછી તેનાં પાકનું શું પૂછવું? ગુરુકુળ માટે અપિલ કરી. તેની પદ્ધતિ સમજાવી. પ્રાચીન પદ્ધતિથી શિક્ષણ આર્ય વિદ્યાસભા આપે છે. ફી નામની જ લેવાય છે બાકી પ્રજાપોષણ કરે છે વિગેરે સમજાવ્યું. બીજે દિવસે શેઠશાહુકારની વગવસીલાવાળા ગૃહસ્થોની કમિટિ નીમી દીધી. કવિજીને બ્હારથી કામ કરવું ગમતું. તેઓ કદિ પણ અંતરંગ સભાના મેમ્બર થયા નથી. એટલે અહિં પણ તેઓએ તટસ્થ ગૃહસ્થની કમિટી નિમાવી દીધી. આર્થિક ભાર તેઓ પોતા ઉપર રાખતા નહિ. અહિંની સમાજના એક કાર્યકર્તા પંજાબી હતા. તેમના પિતાનો સર્વ દેશના સિક્કાનો વ્યાપાર હતો. પુત્રના ખૂબ સમજાવવા છતાં તે ડોસા વૈદિકધર્મ તરફ ન્હોતા વળતા. અમારાં ભાષણ સાંભળી તેમનું વલણ વૈદિકધર્મ પ્રતિ વળ્યું. ગુરુકુળ માટે ફંડ એકઠું થવા માંડ્યું. તે વૃદ્ધ શેઠની પાસે કમિટીના ગૃહસ્થો ગયા ત્યારે તે ગૃહસ્થે હઠ લીધી કે મારી એક વાત જો માન્ય રાખવામાં આવે તો તમે કહો તે રકમ હું ગુરુકુળ ફંડમાં ભરૂં. મારાં ગુરુપત્નીને હું ભેટ

ધરૂં તે સ્વીકારે પછી તમારૂં ફંડ! કમિટીના ગૃહસ્થો અમારી પાસે આવ્યા અને એ વાતથી વાકેફ કર્યા. કવિજી કોઈ રીતે આ વાત માનવા તૈયાર ન્હોતા. અમુક ગૃહસ્થોએ તોડ કાઢ્યો. પંડિતજી અત્યારે આ વસ્તુ સ્વીકારો પછી તમારે ચાહે તે વ્યવસ્થા કરશો. ત્રણ પાઉન્ડની બે બંગડી બનાવી તે ગૃહસ્થ લઇ આવ્યા. અમારે તે સ્વીકારવીજ પડી. પણ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ ફંડમાં તે અમે જંગબારમાં આપી દીધી. ત્રણ પાઉન્ડ ન લેવાથી ત્રીસ પાઉન્ડની ખોટ સહન કરવી પડત. તે વખતે ખોજા ગૃહસ્થ અલીદીના વિશ્રામની પેઢી આફ્રિકાના દરેક શહેરમાં ધમધોકાર ચાલતી હતી. જેમ અત્યારે શેઠ નાનજીભાઈ કાળીદાસ છે તેવી રીતે તે વખતે તેની જાહોજલાલી હતી. અમારા ભાષણમાં એ ખોજા ગૃહસ્થ પોતાની હાજરી કાયમ આપતા. તેમની દરેક શહેરની પેઢીએથી ગુરુકુળના ફંડમાં રૂા. ૫૦૦૧ની રકમ ભરાઈ છે. અમે બે મહિના મોમ્બાસામાં રહ્યાં. મોમ્બાસાની ઋતુ ગરમ છે. શહેર ઘણું મઝાનું છે. મોમ્બાસાથી અમારે નૈરોબી જવાનું હતું. રેલ્વેની મુસાફરી બે દિવસની હતી. દરેક સ્ટેશને આર્યભાઇઓ સ્વાગત માટે ઉભે પગે ખડા હતા. પાટીદાર કોમ જન્મથી ખાનદાન છે. તેમની મ્હેમાનીનું પૂછવું જ શું? રસ્તો ઘણોજ હરિયાળો અને રળિયામણો હતો. ઉપર ઘાસનું આચ્છાદન અને નીચે પાણી એવું કીકુયુનું ઘાસનું તળાવ જોવા લાયક છે. નવીન વસ્તુ જોવાથી કોને આનંદ ન થાય?

**નૈરોબી:**

અમે નૈરોબી પહોંચ્યાં. ત્યાં પણ સ્વાગતમાં પટેલ

ભાઇઓ જ હતા. પંજાબી આર્યો પણ સામેલ હતા. નૈરોબી દરિયાની સપાટીથી ૫૦૦૦ ફીટ ઉંચે હોવાથી હવા ખૂબ ઠંડી રહે છે. ઠંડીને લીધે લોકો તંદુરસ્ત જણાતાં. ઝાડ, પાન, ફળ, ફૂલ દરેક વસ્તુમાં ચેતન જણાતું. નૈરોબીની ઋતુ અને કાશ્મીરની ઋતુ ઘણે ભાગે મળતી આવે. સમાજ મંદિર ચણાતું હતું. અમારા ત્યાં જવા પ્હેલાં કોઈ ગુજરાતી સમાજ તરફ ન્હોતા વળતા. હવે ઘણાખરા ચુસ્ત થઇ જવાથી પંજાબી ભાઇઓ બહુ રાજી થતા. ત્યાં એક કેશવલાલ ત્રિવેદી નામે બ્રાહ્મણ હતા. તેમણે સનાતનીઓને ખોટી રીતે ઉશ્કેરી મેલ્યા હતા. તેમની સાથે શાસ્ત્રાર્થ થયો હતો. શાસ્ત્રનું જોર મળે નહિ એટલે જીભથી ગાળી–ગલોચ અને દૂર રહી હાથથી સમાજ મંદિર ઉપર પત્થર ફેંકવાનું હીચકારૂં કામ કરી હારી, થાકીને નાશી છૂટયા હતા! નૈરોબીમાં શેઠ અલીદિના વિશ્રામના પુત્ર રહેતા હતા. સાંજે ફરવા જવા માટે તેમના તરફથી હંમેશ મોટર મોકલવામાં આવતી. ત્યાં બે મહિના પ્રચાર કરી ગુરુકુળ ફંડ માટે અમે કમિટી નીમી દીધી.

ત્યાંથી અમે કીસુમુ જવા નીકળ્યાં. સૌ આર્યભાઈઓ અમારા તરફ ઘણો સ્નેહ રાખતા. વિદાય લેતી વખતે તેમની અને અમારી આંખ અશ્રુભીની થતી. યુગાન્ડા રેલ્વે કિસુમુ સુધી જ છે. કિસુમુમાં થોડા દિવસ રહી અમે કંપાલા જવા નિકળ્યાં. કિસુમુથી કંપાલા જવા માટે ફરી અમારે સ્ટીમરની મુસાફરી કરવાની હતી. દરિયા જેવું જ અફાટ વિકટોરીયા ન્યાન્ઝા નામનું સરોવર છે–મીઠા મ્હેરામણ! જીંજામાં નાઇલ નદીનો ધોધ પડે છે તે આ સરોવરમાંથી.

કંપાલામાં રૂનો વ્યાપાર ઘણો ચાલે છે. આપણા આર્ય ભાઈઓની બે-ચાર મોટી પેઢી તે વખતે ચાલતી. અમારા ઉતારાની સગવડ દરેક જગ્યાએ અલગ રાખવામાં આવતી. અમારી સગવડ સાચવવા ૨૪ કલાક આર્યો હાજર રહેતા. અમારા તરફ અનહદ પ્રેમની લાગણી હતી. કંપાલામાં પારસી દસ્તુરજી અમારા ગયા પછી વૈદિક ધર્મના અનુરાગી થયા હતા. કવિજીને સાયકલ ઉપર ફરતાં તેમણે શિખવ્યું હતું. કંપાલા એક મહિનો રહી અમે જીંજા આવ્યાં. નાઈલ નદીનો ધોધ-રીપનફોલનો અવાજ આખા ગામમાં ધુધવતો. અમે તે ધોધ જોવા ગયાં. પછી તો એવો મોહ લાગ્યો કે ત્યાં રોજ જલશિકરો લેવા દોડતાં. ઠંડુ વાતાવરણ કોઈ અજબ પ્રેરણા આપતું. ત્યાંથી ઉઠવાનું મન થતું નહિ. દરેક જગ્યાએથી ગુરુકુળને સારી પ્રાપ્તિ થઈ હતી. રાંત થોડી અને વેથ ઝાઝા એવી અમારી હાલત હતી. સૌને પંડિતજીને વધારે રોકવાનો આગ્રહ હોય. કવિજી તેમને પ્રેમથી કહેતા. ભાઈ, રંગની તો ચટકી હોય, કુંડા ન હોય! વળી ઝાઝું ખાવાથી અપચો થઈ જાય, જે તમે સાંભળ્યું છે તેને ખૂબ વિચારો અને અને વર્તનમાં મૂકો. ત્યારે તમારૂં સાંભળેલું સાર્થક અને મારી મહેનતની સફળતા. ફરી પાછાં અમે નૈરોબી આવ્યાં. ઘણા ગુજરાતી ભાઈઓએ ઉપનયન ધારણ કર્યાં. ગુરુદક્ષિણા લેવા બહુ આગ્રહ કરતા. કવિજી કહેતા તમારે જે આપવું હોય તે ગુરુકુળને આપો-મને વ્યક્તિગત નહિ! આથી અમને લોભ લાગે. હું ઇશ્વરનો ગુન્હેગાર થાઉં. પૈસા કમાવાનો મારો ઉદ્દેશ નથી. જો મારે પૈસા કમાવા હોત તો હું નાટક

કંપનીની નોકરી શું કરવા છોડત ? મારે હમણાં વિશેષ ધનની જરૂર નથી. અમે હજુ ઘર માંડયું ન્હોતું. ગુરુકુળ ખુલ્યું ત્યારે એક વર્ષ સુધી ફક્ત માસિક ૩૦ રૂપિયા લઇ તેમાંથી ૨૦ રૂપિયા ગુરુકુળને ભેટ ધરતા ! નૈરોબીથી અમે ફરી મોમ્બાસા આવ્યાં. આર્યભાઇઓના અતિ આગ્રહથી અઠવાડિયું રોકાયાં. મોમ્બાસા સમાજે કવિજીને ચાંદીમાં મઢેલ સુંદર હાથીદાંતની કાસકેટ અને મને કચકડાની હાથીદાંતની કોતરણીથી વિભૂષિત સુખડનાં તળીયાંવાળી પેટીમાં માનપત્ર આપ્યાં હતાં. સૌનો પ્રેમ સંપાદન કરી અમે જંગબાર જવા સ્ટીમરમાં બેઠાં.

જંગબાર :

જંગબાર સૌથી વહેલું જવું હતું તે સૌથી છેલ્લું રહી ગયું ! બીજે દિવસે અમે જંગબારને કિનારે ઉતર્યાં. જંગબાર બહુ મઝાનું શહેર છે. ત્યાંની હવા સમશીતોષ્ણ હોવાથી અનેક જાતનાં ફળફળાદિ થાય છે. ત્યાંની લવિંગની પેદાશ તો જગમશહૂર છે. તે વખતે શ્રી. ભાણજી ડાહ્યાભાઈ જંગબારીની પેઢી ત્યાં ચાલતી. શ્રી. ભાણજીભાઈના નાના ભાઈ લક્ષ્મણભાઇ ત્યાં હતા. ઘણાજ ભાવિક અને સરલ હૃદયના તે ભાઇ હતા. તેમનું કુટુમ્બ દેશમાં હતું એટલે તેમનું વિશાળ ઘર ખાલી પડયું હતું, એટલે અમારા ઉતારાની ત્યાંજ ગોઠવણ કરી હતી. સમાજ મંદિર તેમના ઘરની બાજુમાં જ હતું, એટલે ફાવટ બહુ સારી હતી. દરેક સ્થળ કરતાં અહિં આર્યભાઇઓની વસ્તી ઘણી હતી. શ્રી. કરસન પાલા ગઢવી સમાજની વિરૂદ્ધ હતા. અમારા

ગયા પછી તેઓ ચુસ્ત સમાજીષ્ટ થયા. અત્યારે તે જામનગર સમાજના સારા કાર્યકર્તા છે. સમાજ મંદિર વિશાળ હોવાથી સભાની સગવડ બહુ સારી રહેતી. દરેક લોકો લાભ લેતા. પ્રચાર ખૂબ ધમધોકાર ચાલતો હતો. ગુરુકુળને ધનની પ્રાપ્તિ સારી થઇ હતી. ભાટિયા લોકોની વસ્તી વધારે હોવાથી સનાતનીઓનું જોર હતું.

એક તરકટ:

ત્યાં એક બનાવ બન્યો હતો. જેની નોંધ કરૂં છું. એક દિવસ કેટલાક સારસ્વત બ્રાહ્મણના છોકરાઓ અમુક દેવસ્થાનમાં રમવા ગયા. ઝાડ નીચે અનેક લિંગ પડયાં હતા. ત્યાં કેટલાક મમતે ચડયા અને વાદવિવાદમાં ઉતર્યા. કોઈએ ટીખળ કરી ઝાડ નીચેથી એક લિંગ લઈ કુવામાં પધરાવ્યું! આ બનાવની અમને બિલકુલ ખબર ન્હોતી. એક બ્રાહ્મણ ત્યાં 'હિન્દ' નામનું રોજીંદું છાપું કાઢતો. તેમાં તેમણે આ બનાવને મીઠું મરચું ભરભરાવી છાપ્યો તે બ્રાહ્મણે સૌ વાતનો ઓળઘોળ ટોપલો અમારા ઉપર ઓઢાડયો હતો! અમે આ વાત વાંચી ત્યારે અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો. અમને આ બનાવથી ઘણું જ કષ્ટ થયું. કવિજી કોઈ રીતે કોઇની ધાર્મિક લાગણી દુઃખાય તે વાત પસંદ કરતા નહિ. આ વાત સાવ ખોટી ઉડાડવામાં આવી હતી. જે છોકરાએ આ કામ કર્યું હતું તેને બોલાવ્યો અને શું હકીકત બની તેનો વિગતવાર હેવાલ જાણ્યો. તુરત સમાજ મંદિરમાં સભા ભરી દિલગિરીનો ઠરાવ પસાર કર્યો. આ છોકરાનો ભાઇ સમાજી હતો. તેની યજમાન

વૃત્તિ ભાટિયા, લોહાણામાં હતી. ભાટિયાઓએ તેને બોલાવી ખૂબ દમદાટી દીધી અને કહ્યું કે તમારે એમજ કહેવાનું છે કે પંડિતજીનાં ભાષણ સાંભળવાથી આ બનાવ બન્યો છે. આ બંને ભાઈઓ બહુ મક્કમ હતા. તેમણે તે વાત સ્વીકારી નહિ. ખોટી વાતને સાચી શી રીતે કહે? આ વાતને બહુજ મોટું સ્વરૂપ આપવામાં આવ્યું. ગવર્નર પાસે સનાતનીઓનું ડેપ્યુટેશન ગયું. આવા ભાષણથી આવા બનાવો બને છે અને તેથી અમારી લાગણી દુઃખાય છે માટે તેમને હદપારીનો હુકમ થવો જોઈએ એમ વિનંતિ કરી! રજનું ગજ તે આનું નામ. કવિજી અને લક્ષ્મણ ભાઇ આખો દિવસ આ બાબતનો વિચાર કરે, સારા સારા ગૃહસ્થોને મળી સમજાવે પરંતુ પેલો છાપાવાળો રોજ નવી નવી ખોટી વાતનો પ્રચાર કરી પ્રજાને અવળે રસ્તે ચડાવે.

## પાદરીની ભલમનસાઈ:

પ્રભુ કૃપાથી એક વસ્તુ બની. ત્યાંના પાદરી બિશપની પુત્રી અમારી પાસે આવ્યા કરતી. બાઇ સંસ્કારી હતી. એક દિવસ તે બાઈ તેના પિતાને પણ સાથે લઇ આવી. અનેક વાતચિત થઈ. તે બાપ દીકરી કવિજીની વાતથી બહુ ખુશ થયાં. પાદરીનો ધંધો એટલે લોકોને ધર્મ તરફ કેમ વાળી શકાય તે તેઓ સારી રીતે જાણતા હતા. કવિજી પણ ધર્મનો પ્રચાર કરતા હોવાથી પ્રચાર કરતાં કેટલાં કષ્ટ પડે છે તેનું વર્ણન થયું. હાલમાં હિંદુઓએ અમારા ઉપર ખોટું તહોમત મૂક્યું છે અને વાતને છેક ગવર્નર

સુધી લઇ ગયા છે વિગેરે જણાવ્યું. પાદરી સાહેબ એકદમ બોલી ઉઠયા. તમે કોઈ જાતની ફિકર કરશો નહિ. મારે અને ગવર્નર સાહેબને ગાઢ મિત્ર છે. આજે સાંજના હું જીમખાનામાં તેમને મળીશ અને તેમને તમામ પરિસ્થિતિથી હું વાકેફ કરીશ. તે ભલા ગૃહસ્થે તેમજ કર્યું. અમારા વિચાર વર્તનથી તેમના ઉપર ઉંડી અસર થઇ હતી. સ્ત્રી સન્માનની ભાવના વૈદિકધર્મની અને ક્રિશ્ચિયન ધર્મની સરખી હોવાથી તેમના ઉપર સારો પ્રભાવ પડયો હતો. હિન્દુઓની સંકુચિતતાથી તેઓ વાકેફગાર હતા. વળી અમે તદ્દન નિર્દોષ હતાં. આ મામલો ઈર્ષ્યા અને દ્વેષને લઇને આટલે સુધી પહોંચ્યો હતો. કવિજીની અને ગવર્નરની મુલાકાત ગોઠવવામાં આવી. વૈદિકધર્મ સંબંધી ઈંગ્રેજીમાં લખાએલાં પુસ્તકોનો ઢગલો લઈ ગવર્નરને ભેટ આપી આવ્યા અને વાતચિત કરી તમામ હકીકતથી વાકેફ કરી આવ્યા. ગવર્નરે કહ્યું કે તમે આ માણસ પર કેસ કરો. તે સિવાય આ વાતનો નિર્ણય નહિ થાય. તમે સાબિત કરો કે આ બધું ધતિંગ ઉભું કર્યું છે. બીજા દિવસથી કેસ માંડવાની તડામાર તૈયારી થવા માંડી. શ્રી. લક્ષ્મણભાઈ અને કવિજી સવારથી કામે લાગે તે રાત સુધી પરવારે નહિ. કોર્ટમાં કેસ શરૂ થયો. લશ્કરી નામના પારસી બેરિસ્ટર કે જે ક્રિશ્ચિયન થઇ ગયા હતા અને જંગબારમાં ઉંચામાં ઉંચા ગણાતા તેને રોકવામાં આવ્યા. અમારાં ભાષણો કઇ જાતનાં હતાં તેની જુબાની જુદી જુદી કોમના સદ્‌ગૃહસ્થો પાસે અપાવી. સાંઝના ફરવા જવાની ફુરસદ મળતી નહિ એટલે રાતના ફરવા અમે નિકળતાં. લક્ષ્મણ-

ભાઈ મોટર ચલાવે અને અમે બન્ને એ રીતે ૩૦-૪૦ માઈલ સુધી લવીંગની સુગંધી લેતે લેતે મગજનો થાક ઉતારી ઘેર આવતાં. હિન્દુસ્તાનમાં છાપાઓમાં ખોટી સાચી વાતો છપાણી. મુંબઈથી તાકીદે પાછા આવવાના કાગળો અમારા ઉપર આવવા માંડયા. કેસનું પરિણામ આવે નહિ ત્યાંસુધી કવિજી જંગબાર છોડવા માગતા ન હોતા. મામલો મમત ઉપર ચડયો હતો. છેવટે ચુકાદો અમારા લાભમાં આવ્યો. સત્ય જીત્યું. અસત્ય હાર્યું. પેલા છાપાવાળાને ત્રણ વર્ષની સખત જેલની શિક્ષા થઈ. અમે ગંગા ન્હાયાં. ઉજળે મોઢે જંગબારમાંથી વિદાય લેવાની તૈયારીમાં પડયાં. હવે તો તમામ આર્યો વધુ ઉત્સાહમાં આવી ગયા હતા. ત્યાં બાગ બગીચાને 'સાંભા' કહેવામાં આવે છે. ત્યાં ઉપવન સંમેલનો યોજાવા માંડયાં. ધર્મનો જય અને પાપનો ક્ષય સત્યમેવજયતે આદિ શ્રુતિ વચનનું ખૂબ મનન થતું અને અમારી પાર્ટી આનંદ કરતી.

**દારેસલામ :**

જ્યાં અમે જંગબારથી નીકળવાની તૈયારી કરતાં હતાં ત્યાં દારેસલામથી કેટલાક ગૃહસ્થો તેડવા આવ્યા. ત્યાં આવ્યા વિના નહિ ચાલે કહી ખૂબ આગ્રહ કર્યો. સ્ટીમર અમુક દિવસે જ જતી હોવાથી લગભગ એક અઠવાડિયાની વાર હતી. લક્ષ્મણભાઈ પુરા ઉત્સાહી હતા. સાથે ઇન્જીનીયર હતા. તેમણે સ્ટીમ લોંચ તયાર કરી અને અમારી બાર પંદર જણાંની મંડળી દારેસલામ જવા નીકળી. તે વખતે દારેસલામ જર્મનોને તાબે હતું. તેમના કાયદા જુદા જ

હતા. વળી અમે સ્ટીમરમાં નહિ જતે લોંચમાં ગયાં હતાં એટલે અમારી તપાસ વધારે પડતી કરવામાં આવી. સવારના આઠ વાગતાં અમે દારેસલામને કિનારે પહોંચ્યાં હતાં. શહેરમાં દાખલ થયાં ત્યારે લગભગ ૧૨-વાગ્યા. દારેસલામમાં કચ્છી ભાટીયા ગૃહસ્થ કરસનદાસ કરીને હતા. તેને ત્યાં અમારો ઉતારો હતો. ત્યાંનું પાણી મોળું હોવાથી દરેક જણ પીવામાં નાળિએરના પાણીનો ઉપયોગ કરતા. સૌના આંગણામાં નાળિએરી ઉભી હોય. અમે એક મહિનો અહિં રોકાણાં. ત્યાંથી ચાંદીના કાસકેટમાં માનપત્ર આપ્યું હતું. ગુરુકુળ માટે સારી રકમ થઈ હતી. ત્યાંથી અમે પાછાં જંગબાર આવ્યા. જંગબારમાં અમે છ મહિના રોકાયાં હતાં. અમારો કેસ ઐતિહાસિક થઇ ગયો હતો. એટલે લોકોનો ચાહ વિશેષ થયો હતો. અમારે હવે સીધું મુંબઈ જવું હતું. ત્યાંના લોકોને ગુરૂકુળ ફંડની જવાબદારી સોંપી અમે વિદાય લીધી. શ્રી. લક્ષ્મણભાઇનો પ્રેમ અમે કદી ભૂલી શક્યાં ન્હોતાં. તે ભલા ગૃહસ્થ ત્યારપછી રાજકોટ આવ્યા હતા અને ત્યાં તેમનો સ્વર્ગવાસ થયો હતો. જંગબારના તમામ યશનો ફાળો સ્વ. લક્ષ્મણભાઇને જાય છે. કવિજીનું બીજું પુસ્તક "શંકર સંગીતાવલિ" અમે આફ્રિકા હતાં ત્યારે ૧૯૧૩માં બહાર પડયું હતું.

**સ્વદેશાગમન :**

૧૯૧૩ના એપ્રિલમાં અમે મુંબઈથી આફ્રિકા જવા નીકળ્યાં હતાં. સને ૧૯૧૪ના એપ્રિલમાં આફ્રિકાથી મુંબઇ જવા અમે નીકળ્યાં. એક વર્ષે અમે મુંબઇનો કિનારો

જોયો. જંગબારમાં ફળ ઘણાં થતાં હોવાથી સાથે ઘણા કરંડીયા હતા. ત્યાં મોસંબીને 'મચુંગા' કહે છે. સસ્તી ઘણી. પૈસાની ત્રણ. કેરીનો પાક વર્ષમાં બે વખત થાય. એટલે અમારી સાથે કેરી પણ હતી. કસ્ટમ ઉપર ખૂબ ખોટી થવું પડે છે. અમારી પાસે ફ્રુટ હતું તેનો ઉપયોગ અમે કર્યો, અને પાંચ મિનિટમાં અમે છુટાં થયાં! અમે અમારા વડિલ બન્ધુ તુલ્ય ડૉ. કલ્યાણદાસને ઘેર આવ્યાં. બાર મહિને સૌ સ્નેહીઓનું મિલન થવાથી ઉત્સાહના પૂર આવ્યાં હતાં. ગુરૂકુળ દેવલાલીને નાશિક ખસેડવામાં આવ્યું હતું. તેનો ઉત્સવ હતો તેની તડામાર તૈયારીમાં પડ્યાં. તે વખતે ગુરૂકુળ ઉત્સવ ઉપર કેટલાક સાક્ષરો આવ્યા હતા. શ્રી. રમણભાઈ નિલકંઠ, શ્રી. ચંદ્રશંકર પંડ્યા, શ્રી. કનૈયાલાલ મુન્શી, અને નૃસિંહદાસ વિભાકર. ગુરૂકુળ માટે આફ્રિકાથી રૂ. ૨૫૦૦૦) નું ફંડ અમે એકઠું કર્યું હતું. આફ્રિકાના અનુભવની રસીલી વાતો કરતાં અમે સૌ આનંદથી ઉત્સવ ઉકેલી મુંબઇ આવ્યાં. શ્રી. રણછોડદાસ ભવાન લોટવાળા સાથે અમારે સારો સંબંધ થયો હતો. તેઓ તે વખતે સહકુટુમ્બ માલાડ રહેતા હતા. અમને પોતાની સાથે રહેવા ઘણો આગ્રહ કર્યો. અમે એક મહિનો ત્યાં રહ્યાં. તેમનાં પત્ની શ્રી. પ્રેમકુંવર અમુલ્ય સ્ત્રી રત્ન હતાં. 'આર્યમંડળ'નું કામ અને નિત્યાનંદ લાયબ્રેરીના કામ માટે શ્રી. લોટવાળાએ આર્યવિદ્યાસભા પાસે એક વર્ષ માટે દવિજીની સેવાની માગણી કરી. અમે હવે સ્થાયિ થવા માગતાં હતાં. મલાડથી અમે જુનાગઢ આવ્યાં. ગિરનાર ઉપર અમુક દિવસ આરામ લીધો. મારા

સસરાજીને અને દિયરને હવે મુંબઇ સાથે રહેવાનો જ વિચાર હતો. અમારાં બાપદાદાના મકાન જુનાગઢમાં હતાં. તે વેચી નાખ્યાં. રાચ રચીલું અને ઠામ વાસણ વિ. સર્વ વસ્તુ અમારા પાડોશી શેઠ રણછોડ શામજીને ઘર સાથે આપી દીધાં.

## મુંબઈમાં પ્રવૃત્તિઃ

અમે મુંબઈમાં ઘર માંડયું. સીન્ધી ગલીમાં લગભગ ૧૫-૨૦ આર્ય કુટુમ્બ રહેતાં હતાં, ત્યાં અમે બીજે માળે ત્રણ રૂમ રાખ્યા. ઘરમાં શું શું વસ્તુ જોઇશે તેની ચિંતા અમારા પરમ મિત્ર ભાઈ વિભાકર રાખતા. અમે ૧૯૧૪માં ઘર માંડયું અને યુરોપનું મહાયુદ્ધ શરૂ થયું! મારા સસરાજી શેઠ રામજી ભગવાન ઝવેરીને ત્યાં નામા ખાતામાં જોડાઈ ગયા. દિયરે એન્જીનીયરનું ભણવું શરૂ કર્યું. કવિજીએ 'આર્ય મંડળ'નું કાર્ય ઉપાડયું હતું. ત્યાં મેળાવડા ગોઠવાતા. તેઓએ "બુદ્ધાખ્યાન" રચી ગાયું હતું. જન્મથી સંગીતના સંસ્કારી હતા અને દિવસ જતે ખૂબ ખિલ્યા હતા. જુદી જુદી સભાઓમાં અમારાં ભાષણો થતાં. શેઠ ગોકળદાસ મોરારજીના શિક્ષણ વર્ગોમાં અનેક પ્રકારની સભાઓ યોજાતી. જન્માષ્ટમી વખતે ગાર નિષેધક સભા, હોળી વખતે હોલિકા સંમેલન વિ. શ્રી. કરસનદાસ ચિતલિયા અમને ઘણી અગત્ય આપતા. તેમણે "ભગિની સમાજ" નામનું સ્ત્રીઓનું મંડળ કાઢયું હતું. ૧૯૧૫ના "હિન્દુસ્તાન પ્રજામિત્ર"ના દિવાળીના અંકમાં કવિજીનું "બુદ્ધાખ્યાન" છપાયું હતું. શ્રી. લોટવાળા તરફથી વિચાર

પુષ્પમાળા નીકળતી તેમાં શ્રી. રવિન્દ્રનાથ ટાગોરના "સમાજ" નામના બંગાળી પુસ્તકનો અનુવાદ કવિજીએ લખ્યો હતો. "નવા યુગનાં યુવાન, સ્ત્રી, પુરુષ" પણ છપાયું હતું. 'યુવાન'ના લેખક શ્રી. કૌશિકરામ વિ. મ્હેતા હતા. 'સ્ત્રી'ના લેખક ભાઇ વિભાકર હતા અને 'પુરુષ'ના લેખક કવિજી હતા. કવિજીના તેમજ વિભાકરના શ્રી. કૌશિકરામ ગુરુ હતા. જુનાગઢની હાઇસ્કૂલમાં તેઓ હેડમાસ્તર હતા. દિવાળીને દિવસે મુંબઈ સમાજ મંદિરમાં કવિજીએ સ્વામી દયાનંદનું આખ્યાન કરી આખી સભાને મુગ્ધ કરી મૂકી હતી. હવે તેઓએ આખ્યાન પદ્ધતિ અંગિકાર કરી હતી. લોકોને બહુ રસ આવતો. વ્યાખ્યાતા એકરૂપ થઇ જાય એટલે શ્રોતા રસમાં ન્હાઇ રહેતા. જ્યારે સ્વામી દયાનંદનો અંતિમકાળ આવે ત્યારે એટલો બધો કરૂણ રસ છલકાઈ જતો કે પોતાની આંખમાંથી અને શ્રોતાની આંખમાંથી અશ્રુ ટપકતાં. મુંબઇ આર્યસમાજે એક વર્ષ માટે પંડિત બાલકૃષ્ણજીની જગ્યાએ કવિજીની માગણી કરી હતી. સવારે યજ્ઞ, કથા, અને દર રવિવારે વ્યાખ્યાન. આ ક્રમ હતો. સ્ત્રીસમાજની સભાની ગોઠવણ પણ તેમને કરવી પડતી. શ્રી વલ્લભાચાર્યજીનાં વૈષ્ણવધર્મનાં પુસ્તકો લઇ તેમનો બારીક અભ્યાસ કરી સમાજ મંદિરમાં ભાષણ આપતા. દરેક આચાર્યોના તત્વજ્ઞાનનો અભ્યાસ કવિજી રાખતા–જીસસ ક્રાઇસ્ટ અને મહમ્મદ સાહેબનો પણ. આમ અનેકવિધ પ્રવૃત્તિમાં અમારો સંસાર સુખમય ચાલ્યો જતો. ૧૯૧૫માં અમે કચ્છ તરફ પ્રચાર માટે ગયાં. એક વિધવા ભાટિયા બાઇએ અમારા પ્રચારથી પ્રેરાઇ પોતાનાં મકાન

આર્ય પ્રતિનિધિને ભેટ કર્યાં હતાં. ત્યાં અમારા ઉપર ડૉ. કલ્યાણદાસની ભત્રીજીનાં લગ્નની કંકોતરી આવી. સંસ્કાર કવિજીને હાથે જ થવાનો હતો. પ્રથમ હું જણાવી ગઇ તેમ એમના આખા કુટુમ્બ સાથે અમારો પરમ સ્નેહ છે. સુરતમાં લગ્ન હતાં અને કવિજીએ "રુકિમણિ હરણ"નું આખ્યાન લગ્નમંડપમાં કર્યું. કન્યાની સ્વતંત્રતા શ્રીકૃષ્ણનાં યુગમાં કેવી હતી તે વર્ણન કરી સભાને સંતોષી હતી. હલધરૂ ગામે આર્યધર્મ પરિષદ ભરાઇ હતી. કવિજી સત્ય વક્તા હતા. જે એમને ઠીક લાગે તેનો ખુલ્લો પ્રચાર કરતાં તેઓ ડરતા નહિ. કેટલાક કાર્યકર્તા સંબંધમાં પરિષદના પેંડોલમાં તેઓની નીતિ ઉઘાડી પાડી ખેદ વ્યક્ત કર્યો. એટલે કેટલાક રોષે ભરાયા અને કવિજી વિરૂદ્ધ ઠરાવ પસાર કર્યો! ત્યારથી કવિજીએ સમાજ છોડી દીધી હતી. પણ જે વાત તેમણે કરી હતી તે આખરે સાચી જ નીકળી અને "ત્યારે મહારાણીશંકર કહેતા હતા તે વ્યાજબી હતું" તેમ કહેવું પડ્યું. હવે કવિજીએ જીવનનિર્વાહ માટે સ્વતંત્ર લેખન કાર્ય હાથ ધર્યું. 'ચન્દ્રગુપ્ત' નામનું નાટક લખવું શરૂ કર્યું. ભાઇ વિભાકરે 'સિદ્ધાર્થબુદ્ધ'નું નાટક લખ્યું હતું. બંને મિત્રો આ કાર્યમાં જોડાયા. ચોરવાડવાળા રા. અમૃતલાલ પઢિયાર અમારા જ્ઞાતિબંધુ હતા. મારી તબીયત નબળી રહેતી. ચોરવાડનાં હવાપાણી સારાં એટલે હવાફેર માટે ચોરવાડ આવવા તેમણે અમને આગ્રહ કર્યો. ચોરવાડમાં સભાઓ અમૃતલાલભાઈ ગોઠવતા અને જ્ઞાન પ્રચાર કરાવતા. અમે બે અને મારા દિયર ત્રણ મહિના ચોરવાડ રોકાયાં હતાં. કેટલીક સાચી વસ્તુ લોકોને ગમતી

નથી. અમારા માળામાં ઘણા આર્યો રહેતા હતા. તેમાંથી કેટલાક દહીં દુધિયા નીતિના હતા. કવિજીએ સમાજ છોડી દીધી હતી એટલે તેમને અમારી સાથે અણબનાવ થઇ ગયો. મારા સસરાજી કે જે જીવનભર અમને સહકાર આપતા તેમને અમારી વિરૂદ્ધ તે લોકોએ ઉશ્કેરી મૂક્યા! મારા સસરાજીને એમ લાગ્યું કે આપણે સૌ જુદાં થઈ જઈએ. કવિજીને એમાં જરાય વાંધો ન્હોતો. મારા દિયરને અમારાથી અલગ થવું ન્હોતું ગમતું પણ મારા સસરાજી સામે એમનું કાંઈ ચાલ્યું નહિ. અમારાં બાપદાદાનાં મકાન વેચ્યાં હતાં તેના રૂપિયા શેઠ રામજી ભગવાન ઝવેરીના દુકાને વ્યાજે મૂક્યા હતા. તેમાંથી જ્યારે કવિજી ગુરુકુળ હતા અને મેં મારાં ઘરેણાં કરજમાં ભરવા આપ્યાં હતાં તેના રૂપિયા ૬૦૦) કવિજીએ લીધા અને બાકીના સરખે ભાગે મારા દિયરને અને સસરાજીને આપી પરસ્પર સ્ટાંપના કાગળમાં ફારગતિ આપી સૌ છુટાં પડ્યાં.

## દિયરનું અવસાનઃ

૧૯૧૬માં મારા દિયરને આગળ અભ્યાસ કરવા માટે શેઠ શૂરજીભાઈ અમેરિકા મોકલવા તૈયાર હતા. તેમની તૈયારીમાં અમે પડ્યાં હતાં. તે વખતે મુંબઈમાં ક્યાંય પ્લેગ ન્હોતો. પણ અમારે કમનશીબે તેમને પ્લેગ થયો. મારા દિયર મજબુત શરીરવાળા યુવાન હતા. બુધવારની સાંજે તેમને બગલમાં દુખાવો થયો અને તાવ આવ્યો. અધૂરામાં પૂરૂં અમારે કમભાગ્યે ડૉ. કલ્યાણદાસ નાશિક ગયા હતા. ડૉ. વિભાકરની ટ્રિટમેંટ શરૂ કરી. માથા ઉપર

બરફ ચાલુ હતો છતાં તેજ રાતથી સન્નિપાત શરૂ થઈ ગયો. સવારે ડૉ. જીવરાજ મ્હેતા એમ. ડી.ને બોલાવ્યા. ઈંજેક્શન દીધાં. ૨૪ કલાકની ચાકરીમાં હું અને કવિજી. મારા દિયર બિમાર પડ્યાની ખબર મારા સસરાજીને પડી એટલે તેઓ અમારે ઘેર આવ્યા. બિમાર હાલતમાં મારા દિયરે તેમને કહ્યું. તમે હવે મોટાભાઈ સાથે રહેજો. કોઈની કહી સાંભળી ન માનતા. જુઓ, બંને જણાં મારી ચાકરી કેવી કરે છે? મારે માટે ૨૦ રૂપિયાની ફી વાળા ઉંચામાં ઉંચા ડૉક્ટર બોલાવે છે. તેઓ બિમાર હાલતમાં પણ મારી મશ્કરી કરતા. ભાભી, રાતે ડૉક્ટર આવે ત્યારે તમારે દીવો ન કરવો. દીવો કરીએ તો રાત પડી કહેવાય અને ડબ્બલ ફી દેવી પડે વિગેરે. હું કહેતી ભાઈ તમે સાજા થઈ જાઓ. તમે છો તે અમારે રૂપિયા જ છે. ત્રીજે દિવસે ડૉ. કલ્યાણદાસ નાશિકથી આવી પ્હોંચ્યા. એમણે અમને જણાવી દીધું કે કેસ આશા વિનાનો છે. ડૉ. જીવરાજ, ડૉ. વિભાકર, ડૉ. કલ્યાણદાસ ત્રણે જણાએ અનેક ઉપાય કર્યા છતાં પરિણામ નિષ્ફળ આવ્યું. શનિવાર તા. ૧ લી જુલાઈ ૧૯૧૬ અષાડ સુદી એકમની સાંજે ૭ાા વાગે મારા દિયરે પ્રાણ છોડ્યો. વીસ વર્ષના યુવાનનું મૃત્યુ પ્રશાંત રીતે થયું. સંસારમાં જરાય જીવ નહિ. ફક્ત એકજ વાત મોટાભાઈ, ભાભી તમે મારૂં ઘણું કર્યું. મારાથી તમારૂં કાંઈ થઈ શક્યું નહિ. કવિજીએ તેમને તત્વજ્ઞાન સમજાવવા માંડયું. "નાનાભાઈ સૌને ત્યાં જવું છે અને ફરીને આવવું છે એ જાણો છો ને? માટે ચાલો. તે પરમ પ્રભુના ધામમાં જવાની પૂર્વે મારી સાથે પ્રાર્થનામન્ત્રો બોલવા માંડો." કવિ-

જીની સાથે વિશ્વાનિ દેવથી પ્રાર્થના શરૂ કરી. લથડતી જીભે ગાયત્રી મન્ત્ર બોલાયો. મારા ખોળામાં તેમનું માથું હતું. હું ગભરાઈ ચીસ પાડી ઉઠી. ત્યારે મને કહ્યું તમે આ શું કરો છો? તમને કોણ છાનાં રાખશે? છેવટ સુધી સાવચેતી. મારા સસરાજી, હરગોવિંદ કાચવાળા, ડૉક્ટરો, માળાના કેટલાએ લોકો. સૌની વચ્ચે વિના મમતાએ કોઈ શાંતમૂર્તિ દેહને છોડે તેમ મારા દિયરે સ્વર્ગવાસ કર્યો. અમે અમારો પુત્ર કહીએ કે ભાઈ કહીએ જે ગણીએ તે તેમનામાં હતું.

## મારી માંદગી:

બીજે દિવસે મને તાવ ચડ્યો અને ગાંઠ નીકળી. કવિજીની આફતનો પાર ન્હોતો. ચાર દિવસથી અખંડ ઉજાગરા. યુવાન ભાઇના મૃત્યુનો કારી ઘા. ત્યાં હું પટકાઈ પડી. અમારા સુખદુઃખના સહાય સાથી શ્રી. ડૉ. કલ્યાણદાસ મને તેમને દવાખાને લઈ ગયા. ડૉ. ચોકસી જે પ્લેગના સ્પેશ્યાલિસ્ટ ગણાતા તેમની સલાહ લીધી. અને ઈન્જેક્શન આપ્યું. કવિજીને ખૂબ ધારણા આપી. કાંઇ ફિકર કરશો નહિ તાત્કાળિક ચેત્યાં છીએ એટલે જરાય હરકત નહિ આવે. તમે ચિંતા છોડી નિશંતે ઉંઘી જાઓ. ડૉ. સાહેબ મને પોતાને ઘેર કોરોનેશન બિલ્ડીંગમાં લઈ ગયા અને રાત દિવસ ઉભે પગે ચાકરી કરી મને પ્લેગના જડબામાંથી બચાવી કવિજીને ચિંતામુક્ત કર્યા. સભા સોસાઇટીના બંધારણને અંગે કવિજીને અને ડૉ. કલ્યાણદાસને ઘણો મતભેદ રહેતો પણ અમારો કૌટુમ્બિક સમ્બન્ધ કદિ તૂટ્યો નહિ તે આજના દિવસ સુધી! મારા દિયરના મૃત્યુ પછી

મારી તબીયત નબળી રહેતી. લગભગ છ મહિના ડૉ. કલ્યાણદાસની દવા કર્યા બાદ એમણે અમને માથેરાન હવાફેર જવા સલાહ આપી. ત્યાં બે મહિના રહ્યા પછી મારા શરીરમાં લોહી આવવા માંડયું. મારૂં વજન ૯૭ રતલ હતું તેમાંથી ૧૧૦ રતલ થયું અને અમે મુંબઇ જવા વિચાર કર્યો. સ્વતંત્ર લેખન કાર્ય કરતા હતા એટલે ઉપાધિ હતી નહિ. ૧૯૧૭માં "કચ્છ નીતિદર્શક" નાટક સમાજને ચન્દ્રગુપ્ત નાટક દીધો અને એક બેનીફીટ નાઇટ લીધી. જેનું હાઉસ લગભગ રૂપિયા ૧૨૦૦ થયું હતું. કંપનીના માલીકે કવિજીને સોનેરી સાફો, ખેસ વિગેરે આપી બહુ માન દીધું હતું. પ્રભુકૃપાએ અમારી આર્થિક હાલત સારી થવા માંડી. મારા સસરાજીની મિલ્કતમાંથી ફક્ત રૂપિયા ૬૦૦ લીધા હતા તે શેઠ રામજી ભગવાન અવેરીની દુકાને મારે નામે વ્યાજે રાખ્યા હતા. યુરોપમાં મહાયુદ્ધ ચાલતું હતું જેથી રશિયાના રૂબલના ભાવ ગડગડી ગયા હતા. શેઠ માધવજીભાઇએ કવિજીને કહ્યું: પંડિતજી, દેવીજીના ૬૦૦ રૂપિયાના રૂબલ લઇ નસીબ અજમાવો. કવિજીને ગળે આ વાત ઉતરી અને રૂ. ૨૦ ના ભાવના રૂબલ લઇ રૂ. ૭૫માં વેચ્યા. તુરત ફાયદો થયો. મારા નામની રકમ એમને એમ વધતીજ ગઇ. અમારી ગણત્રીની મુડી હોવા છતાં એમનું હૃદય મિત્ર પ્રતિ કેટલું કુમળું હતું તેનું એક ઉદાહરણ આપું. લીલાધર ચોખા-વાળા નામના એક સારસ્વત બ્રાહ્મણ હતા. અમારે ત્યાં આવતા જતા. તેઓ શેરબજારમાં થોડો ધંધો કરતા. તેમને વાયદાના વ્યાપારમાં ખોટ આવી. રૂપિયા ૨૦૦ તેમને અંગ

ઉધાર આપ્યા હતા. તે ગૃહસ્થને અણધારી માંદગી આવી અને તેનું મૃત્યુ થયું. તેમના ભાઇ, પત્ની વિ. હતા. અમે તેમના અંતકાળ સુધી પાસે હતાં. જો ધાર્યું હોત તો ચોકખુલાત કરાવી લીધી હોત પણ કવિજીના લાગણીપ્રધાન હૃદયે આ વખતે આ વસ્તુ યાદ દેવાની ના પાડી અને મેં ધર્માદા કર્યો છે એમ માની ૨૦૦ રૂપિયા જતા કર્યા.

### નાટ્ય લેખન :

કચ્છ નીતિદર્શક નાટક સમાજને બીજો નાટક 'સમ્રાટ અશોક' લખી આપ્યો. સિન્ધમાં નગરઠઠ્ઠાથી કોઈ પંડિતે સ્ત્રીઓના યજ્ઞોપવીતનો વિરોધ દર્શાવતો લેખ લખ્યો હતો. તેનો જવાબ હિંદુસ્તાની ભાષામાં લખી આપવા નગરઠઠ્ઠાના આર્યો તરફથી કહેવામાં આવ્યું. એટલે "કન્યોપનયન વિધિ" નામનું ટ્રેક્ટ છપાવ્યું. લેખનકાર્ય કરતા એટલે છ મહિના મુંબઈમાં અને છ મહિના બહારગામ હવા ખાવા રહેતાં. દેશી નાટકવાળા શેઠ ચન્દુલાલે નાટકની માગણી કરી. કવિજીએ સ્વીકારી અને "રૂકિમણીહરણ" નામનું નાટક તેમને લખી દેવા વચન આપ્યું. "રૂકિમણીહરણ" લખવા કાશ્મિરની મુસાફરી કરવા નક્કી કર્યું. અજાણ્યું અને દૂર સ્થળ હોવાથી પોતે એકલા જ ગયા. મને સાથે લઈ ગયા નહિ. ત્યાંથી ત્રણ મહીને ઘેર આવ્યા. ત્યાંના આર્ય-ભાઈઓનો પુષ્કળ પ્રેમ સંપાદન કર્યો હતો. કાશ્મિરની હજારીબાગ સમાજ મંદિરમાં ઘણાં ભાષણો કર્યાં હતાં. ૧૯૧૮ માં અમદાવાદમાં "રૂકિમણીહરણ" બહાર પડ્યું. પગમાં સંધિવા-ગાઉટનો વ્યાધિ ત્યારથી શરૂ થયો હતો. તે રોગ

અનેક દવા કરવા છતાં છેવટ સુધી મટયો ન હતો. બીજો નાટક "વીર દુર્ગાદાસ" લખી દેશી નાટક સમાજને આપ્યો હતો.

"આર્યજીવન:"

મલવાડામાં રાકનજીભાઇનું કન્યા ગુરુકુળ ખુલ્યું હતું. તેના પ્રચાર માટે માસિક કાઢવા ધર્માનંદ, ચતુરભાઇ વગેરે આવ્યા અને માસિકના અધિપતિ કવિજી થાય તેવી ઇચ્છા પ્રકટ કરી. "આર્યજીવન" નામનું માસિક શરૂ કર્યું. કન્યા ગુરુકુળને મલવાડાથી ખસેડી ઇટોલા લાવવાની અને તેનું સુકાન અમે બંને લઈએ એવી ભાવના, મ. ચતુરભાઈ બાબરભાઇ, સ્વામી ધર્માનંદ વિ. એ વ્યક્ત કરી. મલવાડા રેલ્વે સ્ટેશન નહિ હોવાથી અનેક મુશ્કેલી પડતી. ઇટોલામાં જો કન્યાગુરુકુળ આવે તો શ્રી. ધર્માનંદની ત્રણ વિઘાં જમીન અને બીજા ત્યાંના પાટીદાર ભાઇઓ અમુક રકમ આપવા માગતા હતા તે મળવાનો લાભ હતો. કવિજી પ્રથમથી સ્વતંત્ર વિચારના હતા. તેમને તાબેદારી કદિ પસંદ ન્હોતી. જ્યારે આર્યપ્રતિનિધિસભા તરફથી તેઓ પ્રચાર કરતા ત્યારે દરેક પંડિત પોતાના પ્રચારની ડાયરી સભાપર મોકલે એવો ધારો હતો. કવિજી કદિ આ રિવાજ પાળતા નહિ. તેમણે સભાને લખી દીધું કે મારા વખતનો હું હિસાબ નહિ આપું. મારી જવાબદારી હું પૂરી સમજું છું. મારા પર વિશ્વાસ હોય તોજ મારે કામ કરવું છે નહિ તો નમસ્તે! એમની પાસે એક મગને બે ફાડનીજ વાત હતી. જે કહેવું હોય તે તુરત કહી દેતા. મનમાં મેલ નહિ. કવિજીનું

માનસ કોઇની ગુલામીમાં કામ કરવા રાજી ન્હોતું. તેમણે ઈટોલાના કાર્યકર્તાઓને કહ્યું, મારા પર તમને ભરોસો હોય તો ઈટોલાની ત્રણ વિઘા જમીનનું રજિસ્ટર દસ્તાવેજ મારા નામ પર કરાવી આપો. જે ગૃહસ્થો અમુક રકમ આપવાના છે તેઓ મને ખાતુ પાડી આપે એટલે અમે તમામ જવાબદારી અમારા ઉપર લઈ, વિના પગારે કામ કરવા રાજી છીએ. તે લોકોની સાથે આ વાટાઘાટ ચાલતી હતી તે દરમિયાન શેઠ લિલાધર કારા કાપડીયાને પોતાનાં સંતાનોને ધાર્મિક જ્ઞાન આપવાની ઉત્કંઠા થઈ. સંગીત શાસ્ત્રી પ્રો. બળદેવ, કવિજી પાસે આવ્યા અને વાત કરી. ઇંગ્રેજી ભણેલાં છોકરાંઓને ધાર્મિક જ્ઞાન ભણાવવું તે જેવી તેવી વાત ન્હોતી. તેની પાસે તદ્દન વેદિયા પંડિત ચાલી શકે નહિ. છોકરાંઓની દરેક શંકાનું સમાધાન કરી શકે તેવો માણસ જોઈએ. માટે આગ્રહ કરી પ્રો. બળદેવ કવિજીને તે લોકોને ઘેર તેડી ગયા. કવિજીએ સાર્થ સન્ધ્યા શિખવવાની શરૂ કરી. ત્યારથી "સંધ્યા સ્તવનાંજલિ" લખાવી શરૂ થઇ. ડૉ. કલ્યાણદાસને ઘેર અવારનવાર મારે જવાનું હોય. તેમનાં ઘરનાં બૈરાંને સંગીતમય સંધ્યાનો મોહ લાગ્યો. સાંજનાં તેનું પારાયણ અમે સૌ કરતાં. ૧૯૧૯ માં "સંધ્યા સ્તવનાંજલિ" બહાર પડી.

### ઈટોલા અને વડોદરા:

કવિજીની શરતો ઈટોલાવાળા પાળવા તૈયાર થયા એટલે અમે મુંબઈ છોડી ઈટોલા ગયાં. ઈટોલામાં ગુરુકુળનાં મકાન બાંધવા માટે મુંબઈમાં મિત્રો પાસેથી રૂપિયા ૫૦૦૦ મેળવ્યા.

મકાન બંધાર્યું અને કૂવો ખાદી હતો. ચોમાસામાં ત્યાં હાલાકી ભોગવવી પડતી એટલે આશ્રમ બંધ કરી અમે મુંબઇ આવ્યાં. સ્વ. માસ્તર આત્મારામજીનો એવો મત પડયો કે જ્યાં સુધી ઇટોલામાં પુરી સગવડ ન થાય ત્યાં સુધી વડોદરા ગુરુકુળ રાખો. કવિજીને આ વાત યોગ્ય લાગી એટલે વડોદરામાં પુલબારી પાસે ગુરુકુળ માટે નાનકડો પણ એકાન્ત સ્થળમાં પૂરી સગવડવાળો બંગલો ભાડે રાખ્યો. વડોદરાના દિવાન સર મનુભાઇ મહેતાને હાથે ઉદ્દઘાટનક્રિયા કરાવવાનું નક્કી કર્યું. માસ્તર આત્મારામજી તેમજ જુમ્માદાદા વ્યાયામ શાળાના આણુરૂપ પ્રો. માણેકરાવજી વિગેરેની ઘણીજ મહેનત હોવાથી દરેક મોટા અમલદારોએ સહાનુભૂતિ બતાવી. નાનકડો પણ દબદબા ભર્યો મેળાવડો ૧૯૨૦ ના ઓકટોબરની ૩૧ તારીખે થયો. પણ ઇટોલાના લોકોને આ વસ્તુ ગમી નહિ. મ. ધર્માનંદે ઇટોલાના મકાનને તાળાં મારી દીધાં અને વિરોધ શરૂ કર્યો. અમે તેમને સમજાવ્યા કે આ કામચલાઉ છે. જ્યાં સુધી ઇટોલામાં પુરતી સગવડ નથી ત્યાં સુધી છે છતાં તે લોકો સમજ્યા નહિ. જો અમારે કોર્ટે ચડી મિલ્કતનો કબજો મેળવવો હોત તો તેમ કરી શકત, કારણ જમિનનું દસ્તાવેજ કવિજીને નામે હતું. કવિજીને એ વસ્તુ પસંદ નહોતી. પ્રો. માણેકરાવજીને લવાદ નીમી સમાધાન કરાવ્યું.

**કન્યા ગુરુકુળ:**

અને અમે સાવ સ્વતંત્ર રીતે કોઈ પણ કમિટી કે સભાના આશરા વિના કન્યા ગુરુકુળની સ્થાપના કરી.

કવિજી કહેતા કે જેમ વકિલ, ડૉક્ટરને પોતાનો ધંધો કરવાની છૂટ છે તેમ બ્રાહ્મણને પોતાની વિદ્યા ભણાવવાની શાસ્ત્રોની આજ્ઞા છે. જેમ કોઇ બચરવાળ ગૃહસ્થીનું ઘર હોય તે રીતનું અમારૂં કન્યા ગુરુકુળ ચાલતું. ૨૦થી વધારે કન્યાઓ અમે રાખતાં નહિ. અમે બંને અને માસ્તર જોઇતારામ (પાછળના સ્વામીશ્રી અભયાનંદજી) ની ત્રિપુટીથી અમારૂં ગાડું ગબડ્યા કરતું. અયાચક વૃત્તિથી ફંડ ફાળા વિના કોઇના આધાર સિવાય ફક્ત ટેકને ખાતર કેવી કેવી મુશ્કેલી વેઠી હશે તેનો ખ્યાલ બીજાઓને ભાગ્યે આવે. અમારૂં શિક્ષણ કન્યાને યોગ્ય ગૃહિણી બનાવવાનું હતું–ફેશનેબલ લેડી નહિ. અમારે ત્યાં ભણતી છોકરીને રસોઇથી માંડી સર્વ ઘરકામ આવડવું જ જોઇએ. અમારે ત્યાં શિખેલી કન્યા એક હાથમાં સિતાર બજાવે અને બીજે હાથે સાવરણી લઈ વાસીદું વાળતાં શરમ ન માને. સવારના પાંચ વાગ્યાથી તે રાતના નવ વાગ્યા સુધી ઘડિયાળને કાંટે અમારો કાર્યક્રમ ચાલતો. વડોદરા વિદ્યાતીર્થ હતું. સારામાં સારાં સાધનો સસ્તામાં મળતાં. તાલ સાથે સંગીત શીખવવા માસ્તર ધાણેકરને અમે રાખ્યા. સિતાર માટે માસ્તર બાપટ અને હાર્મોનિયમ, દિલરૂબા માટે માસ્તર જાંભેકરને રાખ્યા. દરેક ગૃહસ્થ સ્ટેટમાં નોકર હતા. સદ્‌ગૃહસ્થોને ઘેર સંગીત શીખવવા જતા. દરેક વાજીંત્ર ઉપર અમારી કન્યાઓ કાબુ ધરાવતી. સંસ્કૃત માટે પંડિત મેધાવ્રતની નિમણુંક કરી. કવિજીને પ્રચારનું કામ અને 'આર્યજીવન'નું કામ કરવાનું હતું. ઇંગ્રેજી કવિજી શિખવતા. ગુજરાતી માસ્તર

જોઈતારામ. કર્મકાંડ, ગૃહવ્યવસ્થા, સિવણ વિગેરે મારે શિર હતું.

### કાશ્મિરનો પ્રવાસ:

૧૯૨૧ માં ઉનાળાની રજા પડી. અમદાવાદવાળા અમારા પરમમિત્ર મણિલાલ ગગનલાલ દલાલ સાથે અમારે કાશ્મિર જવાનું થયું. ૨૦ માણસનો કાફલો કાશ્મિરની મુસાફરી માટે ઉપડ્યો. કવિજી એક વખત ત્યાં જઈ આવ્યા હતા, એટલે તેમને ત્યાંનો અનુભવ હતો. ત્યાંના આર્યસમાજી સાથે સારી ઓળખાણ રહી એટલે કવિજીને સાથે તેડી જવાની મણિભાઈની ઈચ્છા હતી. અમારા ઉપર મણિભાઈની વિશેષ લાગણી હતી. અમારા ગુરુકુળને તેઓએ છુટે હાથે મદદ કરી છે. આવા ખમતીધર મિત્રોની મદદથી અમે ગુરુકુળ ચલાવી શક્યાં હતાં. અમને તેમણે કદિ મુંઝાવા દીધાં નથી. ગુરુકુળ સાચવવાની જવાબદારી માસ્તર જોઈતારામે લીધી અને અમને બે માસ માટે છૂટાં કર્યાં. મુસાફરીની તમામ વ્યવસ્થા કવિજીને શિર હતી. પૈસા મણિભાઈના હતા. સેકન્ડ ક્લાસની અમારી મુસાફરી ઘણી જ સુખદાયક હતી. ત્રણ દિવસરાત રેલ્વેમાં ગાળી અમે રાવલપિંડી ઉતર્યાં. ત્યાંથી ૨૦૦ માઈલ મોટરમાં બેસી શ્રીનગર જવાનું હતું. મોટરનો વળાંક એટલો વાંકોચૂંકો હોય છે કે ઠેકાણે ઠેકાણે 'ડેન્જર' નાં પાટીયાં નજરે પડતાં હતાં. રસ્તામાં ડાક બંગલામાં ખાવાપીવાની વ્યવસ્થા કરી લેતાં. સફેતાના ઝાડથી શોભતા સુંદર રસ્તાથી અમે શ્રીનગર પહોંચ્યાં. ભારતનું સ્વર્ગ ગણાતું કાશ્મીર જોઈ અમે ગાંડાંતૂર બન્યાં. રહેવા માટે

ઝેલમ નદીમાં હાઉસબોટ હોય છે. આપણે જ્યાં જવું હોય ત્યાં લઈ જઈ શકાય. અમારે માટે શ્રીનગરના હેલ્થ ઑફિસર ડૉ. કુલભૂષણનો બંગલો કે જે વીસથી પચીસ માણસ રહી શકે એટલો મોટો હતો તેની સગવડ થઈ હતી. અમારી સાથે ભટ, ચાકર, આયા, મ્હેતાજી વિગેરે ઘણાં માણસ હતાં. હાઉસબોટ કરતાં બંગલાની સગવડ એટલા માટે મેળવી હતી કે નાનાં બચ્ચાંને અકસ્માત થવાનો ભય ઓછો રહે. દરેક જોવા યોગ્ય સ્થળો જેવાં કે ડાલસરોવર, અચ્છાબલ, વેરીનાગ, શાલેમાર બાગ, ખીર ભવાની, ગુલમર્ગ વિ. સ્થળો આનંદથી અમે જોયાં. આસપાસનાં સ્થળો જોવા માટે રાતના ત્રણ વાગ્યાથી 'શિકારા' માં બેસી મુસાફરી શરૂ કરતાં અને જોવા યોગ્ય સ્થળ જોઇ ઘેર પાછાં ફરતાં. કાશ્મીરની ખુશનુમા ઋતુ, સુંદર પુષ્પોથી વિભૂષિત વનરાજી, યોગીસમાં ચીનાબનાં વૃક્ષો, ઘડીમાં વરસાદ અને ઘડીમાં તડકો એવી શરમાળ મુગ્ધા જેવી ઋતુનો આનંદ અમે એક મહિનો ભોગવી રાવલપિંડી પાછાં આવ્યાં.

## ગુરુકુલોનું નિરીક્ષણ:

લાહોર થઇ ત્યાંથી જલંધરનું કન્યા મહાવિદ્યાલય જોવા ગયાં. મણિભાઈ દહેરાવાસી જૈન હોવા છતાં આર્યસમાજની શિક્ષણસંસ્થા તરફ મમતા રાખતા એટલે તે જોવાની સૌની ઉત્કંઠા હતી. અમારા ભોમિયા કવિજી હતા. જલંધર કન્યા વિદ્યાલય ઉપર અમે તાર કર્યો હતો. એટલે સ્ટેશન ઉપર ત્યાંના વ્યવસ્થાપક હાજર હતા. અમને ઉતરવાની

સારી સગવડ આપી હતી. અમારો કાફલો એટલો મોટો હતો કે કોઈનાં મેમાન થવું પરવડે નહિ. બે દિવસ ત્યાં રોકાઇ કન્યાઓનો અભ્યાસક્રમ જોયો. અમારા મણિભાઇ સ્ત્રીશિક્ષણના પક્ષપાતી હોવાથી રૂ. ૨૫૦ કન્યા વિદ્યાલયને ભેટ ધર્યા. પંજાબ ઘણોજ રસાળ પ્રદેશ હોવાથી રળીયામણો છે. લુકાટ નામનાં નવિન ફળ અમે ત્યાં જોયાં અને આનંદથી ઉપભોગ કર્યો. કાશ્મીરમાં રહી અમે ફળનાં શોખિન થઈ ગયાં હતાં. કાશ્મીરમાં રોજ શેતુર, મગ્ફાસ, રોજબરી, નાસપાતી, લીલી બદામ, લીલાં આલુ વિગેરે ખૂબ મળતાં. કાશ્મીરમાં કેરીની પેદાશ નહિ એટલે બ્હારથી આવે તે મોંઘી વેચાય. અમે જાલંધરથી હરદ્વાર ગયાં. સ્ટેશન ઉપર ઉતરતાંજ પંડ્યાઓ તંગ કરવા માંડે છે. ઉતરવા માટે ધર્મશાળામાં તપાસ કરી તો અમને જોઇએ તેવી જગ્યા મળી નહિ. અમે ટાંગા કરી જ્વાલાપુર મહાવિદ્યાલય ચાલ્યાં ગયાં. કવિજીએ ત્યાં થોડો વખત અભ્યાસ કર્યો હતો. પંડિત ભીમસેનજી ત્યાં હતા એટલે અમને સારી સગવડ મળી. મણિભાઇ તરફથી જ્વાલાપુર ગુરુકુળને ૨૦૦ રૂપિયા દાનમાં આપ્યા. પંજાબનો ઉનાળો એટલે ગરમીનું શું પૂછવું? ગંગામાં ન્હાવાની ખૂબ મઝા પડતી. ત્યાંથી અમે હરદ્વાર જોવા ગયા. હરની પોડીનો દેખાવ જોવા જેવો છે. હરદ્વાર પાસે ગંગા ઘણી વિશાળ છે.

અમારે ગુરુકુળ કાંગડી જોવા જવું હતું. ત્યાં જવા માટે વાહનની સગવડ મળતી ન્હોતી. અમુક મજબુત મનનાં માણસોએ જઈ આવવું એમ નક્કી કર્યું. અમે બંને, મણિભાઈ અને તેમનાં પુત્રી, અને એક બે બીજા ગૃહસ્થ.

ગંગા પાર કરવા પુલ ન્હોતો. ખડતલ માણસનું કામ હતું. પુરુષો પાર ઉતરી ગયા. હું અને મણિભાઈનાં પુત્રી હોંસ કરી નિકળ્યાં તો હતાં પણ પાણી દેખી ગભરાયાં! કિનારા પર કુંભાર હતો તેને કવિજીએ સમજાવ્યો. તારાં ગધેડાં ઉપર બેસાડી આ સ્ત્રીઓને સામે કાંઠે ઉતારી દે. તું કહીશ તે તને આપશું. અમારૂં હસવું ક્યાંય માય નહિ. જો બેસવાની ના પાડીએ તો ગુરુકુળ જોયા વિના રહીએ. કવિજીને ડીકીબેને (મણિભાઈનાં પુત્રી) કહ્યું તમે અમારા હાથ ઝાલી પાર ઉતારો તો અમે બેસીએ નહિ તો અમને બીક લાગે. તેઓ કબુલ થયા: ખુબ હસતે મશ્કરી કરતે અમે એ રીતે સામે પાર ઉતર્યાં! કવિજીનાં પગનાં તળીયાં ચીરાઈ ગયાં હતાં. હવે અમારે પગે ચાલી કાંગડી પ્હોંચવાનું હતું. થોડું ચાલ્યાં ત્યાં થાક લાગવા માંડ્યો. સૂર્ય તપવા માંડ્યો અને અમારી અકળામણનો પાર ન રહ્યો. પણ કહીએ કોને? ગુરુકુળ જોવાનો અમને મોહ હતો. અમારા નશીબે રસ્તામાં બેલગાડી મળી. તેને જે જોઇએ તે લેવા સમજાવી અમે તેમાં બેઠાં. કવિજી તો ચાલતા જ હતા. જંગલ આવ્યું. દૂરથી હાથીનું ટોળું દેખાયું અને સૌ મુંઝાયાં! ગાડાવાળો આગળ ચાલવા ના પાડતો હતો. એ ચાર જણ હાથમાં લાકડી લઈ હાથીને નસાડવા દેકારા કરવા મંડ્યા. હાથી માર્ગમાંથી ખસ્યા. અમે નિરાંતનો દમ લીધો! કવિજી બહુ હિમ્મતવાન્ અને સાહસિક સ્વભાવના હતા. ગમે તેવી સ્થિતિમાંથી પાર ઉતરવું તેજ એમનો મુદ્રાલેખ હતો. વચમાં એક વાત એમના સાહસની લખ્યા વિના નથી રહી શકતી. કવિજીની ઉમ્મર ૧૫

વર્ષની હશે. અમારી જ્ઞાતિમાં જમણ હતું–ચુરમાના લાડુનું. સરખે સરખા બેઠા હતા ત્યાં વાદ થયો. ૩ા મણના લાડુ ખાંડી ચાર વાગે ત્યાં તૈયાર થઈ જવા જોઇએ અને તે એકલે હાથે! કવિજીએ આ સાહસ ઉપાડયું. પણ શરત કરી કે અમુક માણસના કપાળમાં હું રાખનો ચાંદલો કરૂં. તેમણે એકલે હાથે લાડુનો ભુકો તૈયાર કર્યો અને શરત પ્રમાણે પ્રતિસ્પર્ધિને રાખનો ચાંદલો કરી ખુશ થયા. આ હતું તેમનું સાહસ. અમે મધ્યાન્હે ગુરુકુળમાં પહોંચ્યાં. પ્રો. ઇન્દ્ર ત્યાં હતા. એમને ખબર પડી કે પંડિત મહાશાણીશંકર કુટુમ્બ સાથે આવ્યા છે એટલે તેઓ તુરત આવી પહોંચ્યા. ત્યાં અમે આગળથી જણાવ્યું ન્હોતું. અમે પરવારી ગુરૂકુળ જોવા ઇચ્છા બતાવી. પણ ત્યાં એવો રિવાજ હતો કે સ્ત્રીઓ ગુરૂકુળના બ્રહ્મચારીને અભ્યાસ કરતા જોઈ શકે નહિ. મકાન જોવા માટે અમને કહેવામાં આવ્યું. અમે કહ્યું, મુંબઇ, કલકત્તા, કરાંચીની ભવ્ય ઈમારતો અમે જોઈ છે. તાપમાં હેરાન થતે અમે અહિ સુધી આવ્યાં છીએ તે ગુરૂકુળની કાર્યવાહી કરતા બ્રહ્મચારીને જોવાને–મકાનોને નહિ! જો બતાવી શકતા હો તો ઠીક નહિ તો અમે રસ્તે પડવા માગીએ છીએ. કારણ રસ્તો ભયંકર છે અને સાંઝ પહેલાં અમારે પહોંચવું જોઇએ. પ્રોફેસર ઇન્દ્રે આ વાતને સ્વામી શ્રદ્ધાનંદજી પાસે પહોંચાડી. જણાવ્યું કે આ લોકોની સ્ત્રીઓને ગુરૂકુળ જોવાની તીવ્ર ઇચ્છા છે. જો નિરાશ થશે તો ગંભીર રૂપ લેવાશે. તેઓ સંસ્થા ચલાવે છે. સ્વામીશ્રી શ્રદ્ધાનંદે અમને તુરત પોતાની પાસે બોલાવ્યાં અને કહ્યું દરેક નિયમમાં અપવાદ હોય છે. ખુશીથી તમારી સ્ત્રીઓ સાથે દરેક

સ્થાન જુઓ. ગુરૂકુળના બ્રહ્મચારી અમને જોઇ બાઘા બન્યા કે આ કોણ સ્ત્રીઓ છે કે જે તમામ બારિકીથ નિરીક્ષણ કરે છે? ગુરૂકુળને રૂ. ૨૫૦ ની ભેટ ધરી અમે રસ્તે પડવા ઉતાવળ કરવા માંડી. અમને હરદ્વાર સુધી મુકવા માટે એક ઘોડેસ્વારની સગવડ સ્વામીજીએ કરી આપી. આખા દિવસનાં થાકેલાં અમે જમી નિદ્રાદેવીની ગોદમાં પડયાં. ત્યાંથી નીકળી દિલ્હી આવ્યાં. ગરમી એટલી સખત હતી કે ઝાઝા દિવસ રોકાવાની મરજી થતી નહિ. ગંગા જોયા પછી હવે યમુના કિનારો નિરખવાનો હતો. કુતુબ-મિનાર, જુના કોટ, કિલ્લા વિગેરે પુરાતન સ્થળો અમે જોઈ વળ્યા અને બીજે દિવસે આગ્રા જવા નિકળ્યાં. તાજમહાલ, આગ્રાનો કિલ્લો જોઇ મથુરા ગયાં. મથુરાથી ગોકુળ, વૃંદા-વન, જોઇ આવ્યાં. વૃન્દાવનનાં મંદિરો જોવા લાયક છે. બાર મણના વજનનો સોનાનો સ્તંભ જે મંદિરમાં છે તે મંદિર સૌથી સરસ છે. મથુરામાં સાંઝના આરતીની વખતે યમુના કિનારાનું દ્રશ્ય બહુ ભવ્ય હોય છે. કાચબા અને વાંદરાનો પાર નહિ. લોકો સહસ્ત્ર દીવા મૂકે અને આરતી થાય. હોડીમાં બેસીને આ દેખાવ જોવાની બહુ લહેર આવે છે. મથુરાથી અમારે વડોદરા આવવું હતું. કાશ્મીરનાં કેસરનાં ખેતરો સરસવ અને ભાતના ધોળાં પીળાં ખેતરો જોઈ આંખો ટાઢી હીમ થતી હતી. ઉંચા ભવ્ય, ધવલ હિમાલયનાં શિખરો, ઝેલમનો કિનારો જેનાં સાતપુલ, શિકારામાં બેસી ચાંદનીનો ભોગવેલો આનંદ, અનેક જાતનાં ફળ ફુલનો લીધેલો આસ્વાદ અને સ્નેહી મિત્ર મંડળનો વિયોગ થવાથી અમને લાગી આવ્યું.

વડોદરામાં પુનરાગમન:

અમારી ફરજ અને કર્તવ્ય અમને ગુરુકુળમાં જવા ઉતાવળ કરાવી રહ્યાં હતાં. અમે વડોદરા આવી પ્હોંચ્યાં. કન્યાઓ માટે દેશ વિદેશની નવીન વસ્તુ લાવ્યાં હતાં. જોવાના પદાર્થો, રમવાના પદાર્થો અને ખાવાના પદાર્થો જે જેને લાયક તે તેને આપ્યા હતા. રજાઓ પૂરી થઈ ગઈ હતી એટલે અમે અમારે કામે લાગી ગયાં. વડોદરા પ્રવૃત્તિવાળું શહેર હોવાથી સભાઓમાં જવું પડતું. પ્રો. માણેકરાવજીએ "મદ્યનિષેધક" સભાનાં અમને મેમ્બર કર્યાં હતા એટલે તે કામ કરવું પડતું. હું "ચીમનાબાઈ સ્ત્રીસમાજ"ની મેમ્બર હતી એટલે સ્ત્રીઓની સભામાં ત્યાં ભાગ લેવો પડતો. વળી જુનાં સ્નેહી સૌ. શારદાબ્હેન મ્હેતા ત્યાં રહેતાં એટલે મને યાદ કર્યા વિના રહેતાં નહિ. એમની આજ્ઞા હું લોપી શકતી નહિ. પ્રદર્શન ભરાય તો વોલંટીયર થવાની સેવા દેવી પડતી. એક વખત વડોદરામાં ચોમાસામાં રેલ આવી. કવિજી કલકત્તા ગયા હતા. અમારો બંગલો ટાપુ થઇ ગયો. વ્યવસ્થા કરવા માટે હું અને માસ્તર જોઇતારામ આખી રાત જાગ્યાં. કેટલીક કન્યાઓ બાળક હતી તે ખૂબ ગભરાતી. તેને શાન્ત પાડી. પ્રભુનો પાડ કે બંગલામાં પાણી આવ્યાં નહિ. કાઠિયાવાડમાં કેશોદ મુકામે મારા સસરાજીએ ૨૪-લાખ ગાયત્રીનો જાપ કર્યો હતો તેનો પૂર્ણાહુતિ યજ્ઞ કરવા ચાર દિવસ અમને બોલાવ્યાં હતાં. ત્યાં એક જગ્યા લઇ વાવ ગળાવી હતી. અને મારાં સ્વ. સાસુજી અને સ્વ. દિયરના નામની તકતી નખાવી હતી. મારા સસરાજીએ દૂધ અને ટાંકીભર રહી ગાયત્રીનો જપ

કર્યો હતો. માસ્તર જોઈતારામને આશ્રમ સોંપી અમે જુનાગઢ આવ્યાં. ત્યાંથી સગાં સ્નેહીને તેડી કેશોદ ગયાં. જુનાગઢના બીજા નરસિંહ મ્હેતા જેવા ગણાતા પૂજ્ય મુળશંકર વ્યાસના અધ્યક્ષપણા નીચે યજ્ઞ સફળતાથી ઉજવી અમે વડોદરા આવ્યાં. મારા સસરા પણ વડોદરા ગુરૂકુળમાં સ્થાયિ થયા. દરેક હિસાબી કામ તેમને હાથ હતું. અમારા આશ્રમની શોભારુપ માસ્તર જોઈતારામ અને મારા સસરાજી એમ વૃદ્ધોની એ જોડી હતી. અમારે મથુરા-શતાબ્દી ઉપર જવું હતું તે અરસામાં મારા ભાઈનાં લગ્ન જુનાગઢમાં હતાં. જ્ઞાતિ સાથેનો અમારો વ્યવહાર બંધ થયા પછી અમારા કુટુમ્બમાં અમે ભાગ લઇ શકતાં નહિ. કારણ કજીયા કરવા કવિજીને પસંદ ન્હોતા. પરંતુ મારા ભાઇનાં સાસરીયાંએ મક્કમતાથી જણાવ્યું કે તમે ખુશીથી લગ્નમાં ભાગ લેવા આવો કોઇ જાતનો વિરોધ નહિ થાય. કારણ તે લોકો જથ્થાવાળાં હતાં. જ્ઞાતિના અગ્રેસરોને તેમણે પૂછી અનુમતિ મેળવી લીધી. ઇતર વર્ણ લગ્નના વરઘોડામાં ભાગ લઈ શકે છે તો આ લોકો શા માટે ન આવી શકે? એ તેમની દલીલ હતી. એ રીતે અમે મારા ભાઈના લગ્નમાં જુનાગઢ આવ્યાં. લગભગ ૧૫-વર્ષે હું મારા પિયરના શુભ કાર્યમાં ભાગ લેવા ભાગ્યશાળી થઈ તેનો જશ મારા ભાઇનાં સાસરીયાંને ફાળે જાય છે. કોઇ પણ માણસ રાજકીય તિરસ્કાર હસતે મોંઢે સહન કરી શકે છે કારણ જનતા તેની સાથે હોય છે. પણ સામાજીક તિરસ્કાર સહન કરવો બહુ મુશ્કેલ છે. અમારા તરફ અમારા જ્ઞાતિબંધુ મમતાથી જોતાં શિખ્યા હતા. મારા

આપને ઘેર લગ્નના બે ત્રણ પ્રસંગો ગયા હતા પણ હું ગઈ ન્હોતી. મારા તરફ એટલો વિરોધ ન્હોતો. છતાં કવિજી મને ઉપદેશ આપતા. અને સતી પાર્વતીનું ઉદાહરણ આપતા કે પાર્વતીના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞ હતો પણ મહાદેવ પાર્વતીને આમન્ત્રણ ન્હોતું. પાર્વતીએ પોતાની બ્હેનોને પિયર જતી જોઈ એટલે તેને પિયર જવા મન થઇ ગયું. મહાદેવે ઘણાં સમજાવ્યાં, કે વિના આમન્ત્રણ તમે જાઓ એ ઠીક નથી. તમને પસ્તાવું પડશે. છતાં સ્ત્રી હઠને કોઈ પહોંચ્યું છે? પાર્વતી પિયર પધાર્યાં! પણ બાપે બોલાવ્યાંયે નહિ! આથી સતીનો મિજાજ ગયો. જ્યાં નજર કરી તો યજ્ઞમાં શંકરનો ભાગ પણ જોયો નહિ! પાર્વતીનો પિત્તો હાથ ન રહ્યો. બાપને ખાટી મીઠી સંભળાવી અને આખરે યજ્ઞકુંડમાં બળી મરવાનો વખત આવ્યો! માટે દેવી, જ્યાં પતિનું માન ન હોય ત્યાં સતી સ્ત્રીને જવું શોભાપ્રદ નથી. એટલે હું કદિ મારે પિયર ગઈ ન્હોતી! એમના વિના ક્યાંય સુખોપભોગ કરવો તે મારા શબ્દકોષમાં ન્હોતું. અમે બેઉ આનંદ પૂર્વક મારા ભાઈનાં લગ્ન ઉજવી, એક રાત વડોદરા આવી મથુરા ઉપડ્યાં. મથુરાનો પ્રવાસ મારે બીજી વખતનો હતો. મથુરાના ડાકટરની એક કન્યા અમારે ત્યાં ભણતી હતી. એટલે ઉતરવાનું તેમને ઘેર હતું. શતાબ્દી ઉપર લાખો માણસો ભેળાં થયાં હતાં. અમારી સાથે ગુરૂકુળની બે ચાર કન્યાઓ હતી. શતાબ્દી ઉજવી અમે વડોદરા આવ્યાં. સ્વામી દયાનંદની જન્મભૂમિ ટંકારામાં શતાબ્દી ઉજવવાની પ્રવૃત્તિ ચાલુ થઇ હતી. તેમાં પણ કાઠિયાવાડી ઉપર વધારે

જવાબદારી નાખવામાં આવી હતી. તેને અંગે ડેપ્યુટેશનમાં કવિજીને નીકળવું પડ્યું હતું. મોરબીના મહારાજા, તથા વીરપુરના ઠાકોરે સારો ઉત્સાહ બતાવી મદદ આપી હતી. ટંકારામાં શતાબ્દી–ઉત્સવમાં પટવારીને જો કોઇએ જડબાતોડ જવાબ આપ્યો હોય તો તે કવિજીએ. ૧૯૧૫ માં પ્રતિનિધિ સભાએ કવિજી વિરૂદ્ધ ઠરાવ કર્યો હતો ત્યારથી તેઓ તેમની સભામાં ભાગ ન લેતા. સ્વામીજીની શતાબ્દી નિમિત્તે કેટલાક જુના ઠરાવો રદ કર્યા હતા. એટલે સ્વામીજી સૌના ગુરુ છે ગણી તેમની શતાબ્દીમાં ભાગ લેવો તે કર્તવ્ય સમજી મુંબઇ ખાતે શતાબ્દી ઉત્સવ ઉજવવા ગુરૂકુળની કન્યાઓ સાથે અમે ગયાં હતાં. કન્યાઓનું સંગીત કૉન્સર્ટ, સંવાદ, ભાષણો વિગેરેનું પ્રોગ્રામ ખાસ ધ્યાન ખેંચે એવું હતું. સૌથી જોવાલાયક વસ્તુ, સિતાર વાદનની હતી. એક સિતાર ઉપર બે કન્યા કામ કરે. એક ફક્ત મીજરાફ હલાવે અને બીજી પરદા ઉપર કામ કરે. કાશીબાગમાં અમને અલગ ઉતારો આપ્યો હતો. આર્યસમાજીઓ હવે કવિજીને ઓળખતા થયા હતા. અમારૂં ગુરૂકુળ શાન્તિ પૂર્વક ચાલતું હતું. દર રવિવારે વડોદરામાં અધિવેશન ભરાતું. યજ્ઞ, સંધ્યા, ઉપાસના અને અંતમાં કવિજીનું પ્રવચન થતું. કન્યાઓ ગીતાના સાર્થ શ્લોક કહેતી, અને વિધવિધ જાતની રાગરાગિણીના આલાપો થતા. કવિજીમાં જન્મથી સંગીતના સંસ્કાર હતા. તેઓ પિંગળનું જ્ઞાન ધરાવતા. સર્વ શાસ્ત્રોમાં તેઓ પારંગત હતા. મહાત્મા ગાંધીજીએ સત્યાર્થપ્રકાશને નિરાશા દાયક ગ્રંથ કહ્યો હતો, અને આર્યસમાજીઓને અસહિષ્ણુ કહ્યા હતા. આ જાતનું

લખાણ 'નવજીવન'માં છપાયું હતું. તેનો જડબાતોડ જવાબ કવિજીએ લખ્યો હતો. જે ટ્રેક્ટ રૂપે "કચ્છ વર્તમાન"નાં અધિપતિ ભાઈ છગનલાલ ભવાનીશંકર તરફથી છપાયો છે.

**પ્રવાસ:**

ઉનાળાની રજામાં અમે નદી કિનારે આરામ લેવા જતાં નાશક, ત્રંબક, ગોદાવરી કાંઠે પંચવટીમાં સમય ગાળતાં. બીજે વર્ષે નર્મદાનો પ્રદેશ જોવા ગયાં હતાં. ચાણોદ કરનાળીનો પ્રદેશ અતિ રળિઆમણો છે. ઉતરવા માટે ધર્મશાળા તેમજ ગોરનાં ઘર, આપણી બધી સગવડ સાચવે છે. કવિજીને તરવાનો શોખ ઘણો હતો. અમે કાશ્મીર ગયાં ત્યાં પણ તેઓ તરવા પડતા. અમારા મુરબ્બી મણીભાઈ ઘણી ના પાડે, શરદી લાગશે, તબીયત બગડશે વિગેરે કહેતા પણ કવિજી ઉત્તર આપતા કે જેનું મનોબળ મજબુત છે તેને કંઈ થતું નથી. કાંગડી ગુરુકુળમાં રહ્યા હતા એટલે ગંગામાં કલાકો સુધી તર્યા કરતા. જુનાગઢમાં ઘણા કુંડા છે, ત્યાં નાનપણથી તરવા જતા. નર્મદાનાં ઘેરાં જળ જોઇ તેઓ કુદ્યા. ત્યાં લોકો બૂમ પાડવા મંડયા. મગર છે, મગર છે. નર્મદામાં મગરનું જોર વિશેષ છે. લોકોની બૂમ સાંભળી મારૂં હૃદય કંપી ઉઠયું. મેં એકદમ કકલાણ કરી મૂક્યું. એટલે જલદી બહાર આવી મને સમજાવવા મંડયા. કે આટલો ધાંધલીયો સ્વભાવ ? કોઇ ખાઈ જતું નથી: કહેવાની મતલબ કે એમનો નિડર સ્વભાવ દરેક વસ્તુમાં જોઈ શકાતો. ચાણોદથી પનાઇમાં બેસી અમે દરેક જોવા

લાયક સ્થળો જોવા નીકળ્યાં. કાશ્મીરમાં હોડીને શિકારો કહે છે. ચાણોદમાં પનાઇ કહે છે. વ્યાસદેવ, શુકદેવજી, ભવાનીનું મંદિર જોવાનું હતું. ભવાનીના મંદિરની હવા, રક્ત પિત્તવાળાને માટે અનુકુળ છે. લીંબડાના અસંખ્ય ઝાડોની ઘટામાં દવાખાનું છે. સર્વ સ્થળો જોઇ રાતે અમે ચાણોદ આવી ગયાં. સવારે સીનોર, માલસર, જવા રવાના થયાં. બીજે વર્ષે ઉનાઈના ગરમ પાણીના કુંડ જોવા નીકળ્યાં. અમલસાડના વલ્લભભાઈ ડાહ્યાભાઈની પુત્રી અમારે ત્યાં ભણતી. એ લોકોને આંબાવાડીયાં હોવાથી કેરી મોસમમાં પોતાને ત્યાં આવવા અતિ આગ્રહ કરતાં. ઉનાઇ જતાં અમલસાડ રસ્તામાં આવે એટલે અમે તેમનાં મેમાન થયાં.

## ગુરુકુલનું સ્થાનાંતર:

ગરમીની રજા હતી એટલે તેની કન્યા તેને ઘેર હતી. દરેક કન્યાનાં માતાપિતા, અમારા તરફ અનહદ પ્રેમ રાખતાં. આનંદ કરતે વાત નીકળી, અને વલ્લભભાઈની ધર્મપત્નીએ કહ્યું: તમે તમારૂં ગુરુકુળ અહિં લઈ આવો. અમે તમને જમીન આપીએ. કુદરતને કરવું તે એ વાત આગળ વધી. ઐરાં ધારે તે કરી શકે, અને કરાવી શકે. એમની દિશા ફેરવવી જોઇએ. હિન્દુસ્થાનના છપ્પન લાખ સાધુ બાવાઓનું પોષણ સ્રીઓ જ કરે છે ને? શ્રી. વલ્લભભાઈના બનેવી ખંડુભાઈ મરોલીયા કુટુંબ સાથે ત્યાં હતા. તેમણે પણ આ વાતને વધાવી લીધી. અમે વડોદરા આવ્યાં. કારણ રજા પૂરી થઈ હતી. એ લોકોએ આ વાતને પત્ર દ્વારા આગળ વધારી. અમે કોઈ કમિટીને આધિન ન્હોતાં,

તેમ કોઈ ભામાશા અમે મેળવ્યા હોતા. અમે સ્વાવલંબનથી અમારૂં ગુરુકુળ ચલાવતાં હતાં. જેને અમારા ઉપર પૂરો ભરોસો હોય તે અમને દાન આપતા. વડોદરાના વિદ્યાધિકારી શ્રી. નંદનાથ કેદારનાથ દીક્ષિત અમારા તરફ બહુ અનુરાગ રાખતા. અવારનવાર ગુરુકુળની મુલાકાત લેતા, અને તેમના શિક્ષકોને કહેતા કે સરળતાથી સંસ્કૃત કેમ શિખવાય તેનો અનુભવ કન્યા ગુરુકુળમાંથી તમે લઈ આવો. તેમણે એક વખત કવિજીને કહ્યું હતું કે, જો તમારી ઇચ્છા હોય તો સ્ટેટ તરફથી હું કાંઈક મદદ મળે તેવી ગોઠવણ કરૂં. કવિજીએ તેમને જવાબ દીધો, આપની મીઠી નજર છે તેટલી કૃપા. બાકી જો રાજ્ય બિન શરતે મદદ દેવા માગતું હોય તો તેની મારી ના નથી. બાકી મને કોઈ બંધન માન્ય નથી. ફીમેલ ટ્રેનિંગ કોલેજનાં પ્રિન્સીપાલ શ્રી. સ્નેહલતા પગાર, નવીન પરોણાને લઈ ગુરુકુળ દેખાદેખાડવા આવતાં. વડોદરામાં જોવાલાયક સ્થળોમાં કન્યા ગુરુકુળની ગણતરી થતી. વડોદરાના દિવાન સર મનુભાઈનાં ધર્મપત્ની, તેમની પુત્રીઓ અને શારદાબ્હેન મ્હેતા અમારા ગુરુકુળને દિલથી ચ્હાતાં. અમારી નાની સરખી સંસ્થાએ પ્રજાનો પ્રેમ મેળવી લીધો હતો. વલ્લભભાઈના કાગળો જમીન દેવા માટે અમારા ઉપર આવતા. કવિજીએ તેમને જણાવ્યું અમારામાં જો તમને વિશ્વાસ હોય તો, જમીનનું બક્ષિસપત્ર અમારા નામે કરી આપો તો હું તે સંબંધી વિચાર કરૂં. બે વિઘાં જમીન વલ્લભભાઈની અને એક વિઘું ખંડુભાઈની એમ ત્રણ વિઘાં જમીન જેની કિમ્મત રૂપીઆ ૧૦૦૦નું બક્ષિસપત્ર બંનેના નામ ઉપર ૧૯૨૫માં કરી

આપ્યું. અમારા ઉપર હવે જવાબદારી વધી હતી. તેઓએ આપેલી જમીન પડતર હતી. તેમજ બાવળ વિગેરે નકામાં ઝાડ ખોદાવી નાખવાની પહેલી જરૂર હતી, પછી તેમાં કેળ, કલમ વિગેરે નંખાય. રૂપિયા ૩૦૦ની જોડીના પ્રથમ બળદ ખરીદ્યા. દરેક વ્યવસ્થા કરવાનું વલ્લભભાઈએ પોતાને માથે લીધું હતું. કવિજી અવારનવાર આંટો મારી આવતા. વલ્લભભાઈ જેટલા પૈસા માગતા તે પ્રમાણે કવિજી મોકલતા. પ્રથમ વાડીની તૈયારી કરી પછી આશ્રમ નિર્માણનું કાર્ય તુરત હાથમાં લીધું. તે માટે અમારા સ્નેહીવર્ગમાં તેમજ કન્યાઓના વાલી પાસેથી સારી રકમ પ્રાપ્ત થઇ હતી. બાકી ભાગ્યાનાં ભેરૂ અમે તો હતાંજ. કારણ સર્વસ્વનાં માલિક અમે હતાં. વડોદરાના આર્યો તરફથી આગ્રહ હતો કે ગુરુકુળ વડોદરામાં સ્થાયિ થાય. પરંતુ કવિજીને ગ્રામ્ય જીવનનો શોખ હતો. તેમ ખેતીવાડી તરફ તેમને પક્ષપાત હતો. ભવિષ્યમાં પગભર થવા માટે તેમની ગણત્રી હતી. લગભગ જુદીજુદી જાતની ૬૦ કલમો આંબાની નખાવી, ૧૦ કલમ ચિકુની, દરેક જાતના ફળની એક કલમ. નાળિએરી અને લીલી દ્રાક્ષ પણ. તે વખતે કલમના ભાવ ઘણા મોંઘા હતા.

### સસરાજીનો સ્વર્ગવાસ:

ગણદેવી આશ્રમ ચલાતું હતું. ત્યાં મારા સસરાજી બિમાર પડ્યા. એમને સારણનો ઉપદ્રવ હતો. મારા સસરાજીએ એવી ગણતરી કરી કે વડોદરા છોડી, ગણદેવી જાઉં તેની પ્હેલાં સારણનું ઓપરેશન કરાવી લઉં. શહેરનાં

સાધન ગામડામાં નહિ મળે. તેઓ હોસ્પીટલનો લાભ લેવા ઉત્સુક બન્યા. લગભગ તેમની ઉમ્મર ૬૭ વર્ષની હતી. શરીર ઘણું મજબુત. દાંત બત્રીસ. તેઓ જ્યારે ત્યારે ઉંઘી શકતા. મેં અને કવિજીએ તેમને ઓપરેશન કરાવવાની ના પાડી. ડફ્રીન હોસ્પીટલના દરેક ડૉકટરો, કન્યા ગુરુકુળ તરફ બહુ જ પ્રેમ ધરાવતા હતા. તેઓ અમુક કન્યાની દવા લેવા દવાખાને ગયા. ડૉ. ચન્દ્રચુડ સરજ્યન હતા. તેમણે ડોસાંજીની પીઠ થાબડી કહ્યું, બેડ ખાલી છે, રહી જાઓ. તમને શીશી નહિ સુંઘાડીએ, ઈન્જેકશનથી કામ ચલાવશું. મારા સસરા દવાખાને રોકાઈ ગયા. અમે તો ઘેર વાટ જોયા કરી, કયાં ગયા? કેમ ન આવ્યા વિ. દવાખાને તપાસ કરી તો તેઓ નિરાંતે ફરતા હતા! અમે બંને ગયાં અને કહ્યું આ નકામી ઉપાધિ શું કરવા વ્હોરી? તેમણે અમને ડૉકટરોએ કહેલી હકીકત કહી અને હિમ્મત આપી. ઓપરેશન ફત્તેહમંદીથી પાર ઉતર્યું. પણ ઈન્જેકશનની અસર પેસાબની નળી પર થવાથી પેસાબ અટકી પડ્યો. થોડા દિવસ નળી મૂકી પેસાબનો નિકાસ કર્યો. કુદરતી રીતે પેસાબ થયો જ નહિ. તેને લઇને તાવ શરૂ થયો. અમે તેમને દવાખાનેથી ઘેર તેડી આવ્યાં. દેશી, પરદેશી અનેક ઉપચાર કર્યા છતાં, પેસાબ કુદરતી થતો જ નહિ. દર્દ ઘેરાવા માંડયું. એક તરફ ગણદેવીમાં આશ્રમનું કાર્ય તડામાર ચાલે, કવિજીને ત્યાં જવું આવવું પડે. ગુરુકુળની વ્યવસ્થા સાચવવી અને તેમાં પિતાજીનો મંદવાડ. અમારી હાડમારીનો પાર ન્હોતો. કેટલાક આર્યભાઈ રાતે સુવા આવતા, અને અમને મદદગાર થતા. ૧૯૮૨ના વૈશાખ

વદ ૬ ને બુધવાર ઈ. સ. ૧૯૨૬ની તા. ૨-૬-૧૯૨૬ના સવારે ૩ા વાગે મારા પૂજ્ય સસરાજીએ દેહ છોડ્યો. હવે અમારી જવાબદારી વધી ગઈ. તેઓ અમારા ગુરુકુળનું તાણું હતા. તેમના મૃત્યુથી અમારી ચિંતાનો પાર ન રહ્યો. વડોદરામાં વસતા જુનાગઢના નાગરો સાથે અમારે સારો સંબંધ હતો. એમનો અંત્યેષ્ટિ સંસ્કાર, પૂર્ણ વૈદિકવિધિથી કરાવ્યો હતો. તે ભાગ્યશાળી થયા હતા પણ અમને તેની ખોટ પૂરી જણાવી હતી. સો વર્ષે દુકાળ પડે તે પણ વસમો લાગે છે. તેમના પુણ્યાર્થે ૩૦૦ રૂપિયા દાનમાં કાઢ્યા હતા. મારા નણંદના છોકરાઓને સોનાની ચેઈન, વીંટીઓ, ચાંદીના કંદોરા ત્રીસ ત્રીસ તોલાના, એ પ્રમાણે ત્રણ ભાણેજને દાનમાં આપ્યું છે. માસ્તર જોઈતારામ સંન્યાસી થયા હતા. મારા સસરાનો સ્વર્ગવાસ એટલે અમને બંનેની એક સામટી ખોટ પડી હતી. અમે એક બીજા માસ્તર કે જે શ્રી. જોઈતારામના કુટુંબી હતા તેની નિમણુંક કરી અને અમારૂં ગાડું ચલાવ્યું. ગણદેવીની વાડીમાં પાણી લેવા આસપાસ બે ત્રણ કુવા હતા તેના પર અમારો હક્ક હતો. અમારે સ્વતંત્ર કુવાની જરૂર હતી, તે હજુ થયો ન્હોતો. અમે શહેરમાં વસ્યાં હતાં એટલે ગામડામાં પણ અમારે દરેક શહેરી સગવડ જોઈતી હતી. પારકાં છોકરાંને સાજાં સારાં રાખવાં તે જવાબદારી સૌથી વિશેષ હતી. ન્હાવાનો પ્રબંધ પેલો જોઈએ. જંગલમાં ઉઘાડી જગ્યામાં ન્હાતાં-ધોતાં કોઈ બિમાર પડે તેની ચિંતા હતી. સારા ખાનદાન ગૃહસ્થની કન્યા અમારે ત્યાં ભણતી. સુરતના આર્ય ગૃહસ્થ તન્ના સાહેબનાં માતુશ્રીનો

સ્વર્ગવાસ થયો. તેમના તરફથી દરેક સંસ્થાને એક દિવસનો ભોજન ખર્ચ આપવા જાહેર થયું. અમારે ત્યાં તેમનો કાગળ આવ્યો. અમે મરણ નિમિત્તનું દાન કદિ લેતાં નહિ. કવિજીએ સુરત લખ્યું. જો તમારે દાન આપવું હોય તો, અમારે આશ્રમમાં કુવાની જરૂર છે તમે કરાવી આપો તો મહેરબાની. સુરત જીલ્લામાં પાણી ઉંડાં નથી હોતાં. ૧૫-૨૦ ફુટે પાણી આવી જાય છે. ૧૫૦ થી ૨૦૦ રૂપિયા ખર્ચ થશે. તે ઉદાર હૃદયના ગૃહસ્થે તુરતજ અમારી માગણી સ્વીકારી હકારમાં જવાબ આપ્યો. કૂવો થઈ ગયો. રેંટ મૂકાવાની યોજના થઈ અને કુવાનું તાજું પાણી ન્હાવા માટે સ્નાનાગારમાં આવે તેવી રીતનો હોજ બંધાવા વ્યવસ્થા કરી. ચોમાસું બેસી ચૂક્યું હતું.

## વડોદરાથી વિદાય:

દિવાળી પછી વડોદરા છોડવા નકકી કર્યું. વડોદરાની પ્રજાએ અમારો ભાવભીનો સત્કાર કર્યો હતો. શેઠ નટવરલાલ વિ. જાણીતા ગૃહસ્થોની કમિટી નિમાણી હતી. માતુશ્રી મહારાણીશ્રી ચીમનાબાઈ સાહેબના પ્રમુખપદે મહારાજા થિએટરમાં ભવ્ય મેળાવડો થયો હતો. કન્યાઓએ પુરૂષપાઠ લઈ 'રૂકમણિહરણ'નું નાટક ભજવ્યું હતું. સંગીત કોનસર્ટ, સંસ્કૃતમાં સંવાદ વિગેરે અનેક જાતનો કાર્યક્રમ યોજાયો હતો. શ્રી. મહારાણી સાહેબે, ભાષણ બહુ મઝાનું કર્યું હતું. અને મારા હાથમાં પ્રજા તરફથી થેલી આપી. અમને બહુ માન આપ્યું. અમે વડોદરા છોડી જતાં હોવાથી પોતે ઘણી દિલગીરી વ્યક્ત કરી હતી. અમે પણ તેમને

પ્રત્યુત્તરમાં જણાવ્યું હતું કે વડોદરા વિદ્યાતીર્થ છે અને અમને પોતાને તેને છોડી જતાં ઘણોજ શોક થાય છે પરંતુ ગણદેવી પણ આપનીજ છત્ર છાયામાં છે અને આપ શ્રી અને સરસ્વતી રૂપ છો તેના અમારા ઉપર આશીર્વાદ છે એટલી ઇશ્વરની કૃપા અમે સમજીએ છીએ. આર્યભાઈઓ તરફથી ઉપવન સંમેલનની ગોઠવણ થઈ હતી, અને કન્યા ગુરૂકુળનો હાર્દિક સત્કાર કર્યો હતો. ૧૯૨૭ના ફેબ્રુઆરીમાં અમે વડોદરા છોડયું. ખરેખર વડોદરા છોડતી વખતે અમને બહુ લાગી આવ્યું હતું. અમે વડોદરામાં સુખપૂર્વક રહ્યાં હતાં. વડોદરા રાજધાનીનું શહેર હોવાથી અનેકવિધ આનંદના સાધન ત્યાં મળતાં. ગણપતિની સ્વારી, દશેરાની સ્વારીમાં દેશી સ્ટેટનો વૈભવ જોવાનો મળતો. વળી અમારો બંગલો એવી જગ્યા ઉપર હતો કે દરેક વસ્તુ ત્યાંથી પસાર થાય. કમાટી બાગનો લાભ અમે રોજ લેતાં. જાત જાતનાં પશુ પક્ષી, જીવતાં તેમજ મરેલાં ત્યાંના મ્યુઝીયમમાં રહેતાં. દર મંગળવારે બેન્ડ વાગતું અને રવિવારે દેશી સંગીત. અમે સંગીતનાં શોખીન હોવાથી તેનો લાભ લેવા ચૂકતાં નહિ. આવાં સ્થળને છોડતાં અમને લાગી કેમ ન આવે? અમે વડોદરામાં સાત વર્ષ રહ્યાં હતાં. એટલે સ્નેહી મિત્ર મંડળ વધી ગયું હતું. તે સૌની વસમી વિદાય લઇ અમે અમલસાડ ગયાં. બપોરે ત્યાં પહોંચ્યાં. સ્ટેશન ઉપર કન્યાગુરૂકુળને પુષ્પહારથી સત્કારવા ઘણા હાજર હતા. ભોજનના કાર્યથી પરવારી અમે ગણદેવી જવા બળદ ગાડીમાં બેઠાં. સુરત જીલ્લાની બળદગાડી મોટર સાથે હરિફાઈમાં ઉતરે તેવી હોય છે.

ગુરુકુળ ગણદેવીમાં :

અમલસાડથી ફક્ત બે માઈલ ગણદેવી આશ્રમ દૂર હતું. ત્યાં પહોંચ્યાં. ગણદેવીના સ્થાનિક આર્ય ભાઈઓ આશ્રમે આવ્યા હતા. યજ્ઞ વિ. કર્યાબાદ કવિજીએ પ્રવચન કર્યું. અમે શહેરમાં વસેલાં એટલે થોડા દિવસ ગ્રામ્યવાસમાં અમને એકલતા લાગતી અમારા આશ્રમમાં અમે શહેરની દરેક સગવડ કરાવી હતી. ગણદેવી ગયા પછી કન્યાઓને સિતાર, હાર્મોનિયમ, દિલરૂબા વિગેરે સંગીત શિખવવાનું મારા ઉપર આવ્યું. કારણ ગણદેવીમાં એવી આવડતવાળા શિક્ષકો મળી શકે તેમ ન હોતા. લગભગ ૬૦ રાગ રાગિણી અમે વાદ્યો ઉપર તૈયાર કરી હતી. જુના રાગોમાં કનૈયાના શૃંગારી ગાયન હોય તે મારે કન્યાઓને શિખવવાં શી રીતે? એથી મેં કવિજીને વિનંતિ કરી કે તમે દરેક રાગ ઉપર કવિતા કરી આપો તો હું સંગીત શિખવું નહિ તો નહિ. તેમણે તે વાત સહર્ષ સ્વીકારી અને અમારી મુશ્કેલી ટળી. દેશ ભક્તિ, ઇશ્વરભક્તિ ઉપર ઉમદા કાવ્યો રચાવા માંડયાં. પ્રોફેસર મૌલાબક્ષની નોટેશન પદ્ધતિ પ્રમાણે અમે દરેક ચીજ તૈયાર કરી હતી. તેને છપાવવા અમારો વિચાર હતો. તપાસ કરતાં રૂપિયા ૧૨૦૦ થી ૧૫૦૦ ખર્ચ આવશે એમ જણાયું. એટલે તે વખતે અમારાથી તે બોજો ઉંચકી શકાય તેમ ન હતું. ગણદેવી આશ્રમ બાંધતાં અમારી મોટી રકમ ખર્ચાઇ ગઇ હતી. વડોદરાથી આશ્રમ ગણદેવી લાવતાં પણ રેલ્વે વિ. ખર્ચ થયો હતો. હવે વાડી અને આશ્રમ એમ બંનેનો ખર્ચ ઉપાડવાનો હતો. એટલે સંગીતનુ પુસ્તક છપાવવા માટે અમે લાચાર હતાં. એવામાં પ્રભુકૃપાએ સ્વામીશ્રી

શંકરાનંદજી, સાઉથ આફ્રિકાવાળા દુર્લભભાઈ પ્રાણભાઈ દેસાઈ સાથે આશ્રમની મુલાકાતે આવ્યા. તમામ વ્યવસ્થા જોઇ સંગીત સાંભળી બહુ ખુશ થયા. આ ચીજો છાપેલી છે? એમ પૂછયું. અમે અમારી પરિસ્થિતિથી તેમને વાકેફ કર્યા. તેમણે તુરત કહ્યું, તમે કામ શરૂ કરાવો હું જે ખર્ચ થાશે તે આપીશ! અમારા આનંદનો પાર ન રહ્યો. ભક્તની ચિંતા ભગવાનને હંમેશાં હોય છે ને? છપાવાનું કામ ગણુદેવીમાં થઈ શકે એમ ન્હોતું. વડોદરામાં અમારા પુરાણા સંગીત શાસ્ત્રીઓને પ્રુફ વિગેરે સુધારવાનું કામ સોંપ્યું અને પુસ્તક છપાવા માંડયું. જેનું નામ 'ભારતીય સંગીતકળા' તેની પ્રસ્તાવના કવિજીએ લખી છે જે વાંચવાથી તેમના ઉંડા સંગીત શાસ્ત્રના અભ્યાસનું જ્ઞાન જણાઇ આવે છે. કવિજી ઉપર ગણુદેવી ગયા પછી કામનો બોજો ઘણો વધી ગયો હતો. આજ દિવસ સુધી અમે વડોદરા રહી પૈસા મોકલ્યા કરતાં હતાં. વાડીની વ્યવસ્થા બધી શ્રી. વલ્લભભાઇ કરતા. અમારા ગણુદેવી ગયા પછી કેટલીક બાબતમાં તેમની સાથે મતભેદ પડયો એટલે તેમણે ધ્યાન આપવું છોડી દીધું! કવિજીનો સ્વભાવ ઘણો જ સ્વાવલંબી હતો. કોઇ કામ તેમનાથી ન થાય અને તેમને ન આવડે એ બને જ નહિ! જોઇએ તેટલી ઝહેમત ઉઠાવીને કાર્યની સિદ્ધિ કરવી જ જોઇએ એ એમનો મુદ્રાલેખ હતો.

**બાગાયત :**

તેમણે ખેતીવાડી સંબંધી અભ્યાસ કરવા માંડયો. તે સંબંધનાં જુદાં જુદાં પુસ્તકો મગાવ્યાં. અને વિલાયતી

ઢબે ખાતર, ખેડ કટીંગ વગેરે કરવા માંડયું. ત્યાંનાં ગામડીયા એમ કહેતા "અરે આ મ્હેતાજી વાડી શું કરવાનો? એ તો પોરીને ભણાવી જાણે." સુરત જીલ્લામાં છોકરીને 'પોરી' કહેવામાં આવે છે. કવિજીએ ત્યાંના લોકોને બતાવી આપ્યું કે મ્હેતાજીને વાડી કરતાં પણ આવડે છે! સવારના પ્હોરથી હાથમાં કોદાળી, પાવડો લઈ કામ કરવા નીકળી પડતા. હું વિરોધ બતાવતી કે આપણું આ કામ નથી અને તમે બિમાર પડશો. મને કહેતા ઘરમાં દંડ, બેઠક વિગેરે કસરત કરીને શરીમાંથી પાણી કાઢવું તેના કરતાં ઉગતા સૂર્યના કિરણમાં કામ થાય અને કસરત થાય તે શું ખોટું? તમે મારી જરાય ચિન્તા કરોમાં. કામ કરવાથી મારી પ્રતિષ્ઠામાં જરાય વાંધો નહિ આવે. ઈંગ્લંડનો પ્રધાન કસરત ખાતર લાકડાં ફાડતો. જ્યારે હું વાત કરૂં ત્યારે કોઇ મોટા માણસનું એવું ઉદાહરણ આપે કે હું બોલતી બંધ થઇ જાઉં. દેવિ! ઉંચા વિચાર રાખવા અને જીવન સાદું રાખવું. મને આમાં બહુ મોજ છે. મારાં સ્વપ્નાં ફળીભૂત થઇ રહ્યાં છે. જે મેં કાવ્યમાં લખ્યું છે, તેનો અમલ કરવાનો પ્રભુએ મને વખત આપ્યો છે. સ્ત્રીઓ સુંવાળી હોય. પુરૂષો કઠણ કામ કરે. માટે તમે મારી ફિકર મૂકી દો. તમે અનેક પ્રકારનો ઘરનો ભાર કેમ ઉપાડો છો? અમારાથી તમારૂં કામ જરાય ન થાય. તમારાથી અમારૂં ન થાય. આ ઉત્સાહમાં એમણે એટલી સરસવાડી કરી કે, પછી તો ત્યાંના ગામડીયા આ મહેતાજીની વાડી જોવા આવવા લાગ્યા. અમને પ્રભુએજ વડોદરા છોડી ગણદેવી મોકલ્યાં–૧૯૨૭ ની ગુજરાતની મોટી રેલ સૌને

યાદ હશે. અમારો બંગલો એવી જગ્યા ઉપર હતો કે રેલનાં પાણી તુરત ભરાત અને અમારો કયાંય આરો ન રહેત. અમે વડોદરામાં સાત વર્ષ રહ્યાં તે દરમિયાન અમારી કન્યાઓને ભયંકર બિમારી નથી આવી. અને ક્ષેમકુશળ જેટલી હતી, તેટલી ગણુદેવી આપી હતી. અમારૂં નિયમન કડક ગણાતું. પણ અમારે ત્યાં કોઇ જાતની અવ્યવસ્થા થવા નથી પામી. ખેતીવાડીની અને આશ્રમની એમ બેવડી જવાબદારી કવિજી ઉપર આવી પડી. એમને પગમાં 'ગાઉટ' આવી જતો. અહિં વાડીમાં પાણી પાવાનું કામ કરતાં તે વ્યાધિના વિશેષ હુમલા થવા માંડ્યા. ઝાડની કાળજી એટલી બધી રાખતા કે દુખતે પગે પણ પાણી પાવાનું કામ છોડતા નહિ! દેશી વૈદ્યના કહેવાથી ગાઉટ ઉપર ભીલામાનું સેવન કર્યું. ગાઉટ તો ન મટ્યો પણ ઉલટા હરસ થઈ પડ્યા! ઘણી દવા કરવા છતાં મટતા જ ન્હોતા. રોજનું ૧૦ રૂપિયા ભાર લોહી જવા માંડયું. શરીર એકદમ ક્ષીણ થવા માંડ્યું. એમનું વજન ૧૨૫-૧૩૦ રતલ કાયમ રહેતું. તેની જગ્યાએ ૧૧૦ ઉપર વાત આવી ગઈ. સમાજના ઉત્સવ ઉપર મુંબઇ ગયા. ડૉ. કલ્યાણદાસને હરસના ઉપદ્રવની વાત કરી. આશ્રમ અને વાડી છોડી મુંબઇ રહી દવા કરાવી શકાય તેમ ન્હોતું. ડૉ. કલ્યાણદાસે તેમના એક જાણીતા હરસના સ્પેશીયલ ડૉક્ટરની ગોઠવણ કરી આપી. ગણુદેવી આશ્રમમાંજ રહી વિના ઓપરેશને ફક્ત દવા લગાડી મસા ખેરવી નાખ્યા. અમારા ઉપર મહેરબાની કરી તે ડૉક્ટર અને તેમનાં પત્ની લગભગ ૧૫-૨૦ દિવસ ગ. દેવી આશ્રમનાં મેમાન થયાં હતાં તેમની સારવાર માટે

અને કેટલુંક આશ્રમનું તેમજ વાડીનું કામકાજ કરવા, જુનાગઢથી મારાં માતુશ્રી, ભાઇ, બનેવી, ભાણેજ વગેરે આવ્યાં હતાં. અમે શહેરી જીંદગી ગાળેલી એટલે ગ્રામ્ય જીવનનો કાંઇ અનુભવ ન મળે. ગ્રામ્ય જીવનનાં સોનેરી સ્વપ્નાંથી પ્રેરાઇ એકદમ જમીન લેવાની હા પાડી અને આશ્રમ નિર્માણની શરૂઆત કરાવી. ત્યાં વસ્યા પછી ત્યાંની અગવડો અમારા ધ્યાનમાં આવવા માંડી. સુરત જીલ્લામાં ચાંચડનો ઉપદ્રવ પારાવાર. કન્યાઓનાં કોમળ શરીર ચાંચડના કરડવાથી લાલચોળ થવા માંડયાં. રાત્રિઓ ઉંઘ વિના પસાર થવા માંડી. રાતે શરીરે તેલ ચોળી સુવાનો ક્રમ રાખ્યો તો પણ ચાંચડ કરડતા મટે નહિ. વડોદરામાં મચ્છરના ત્રાસથી બચવા અમારા પરમમિત્ર અમદાવાદવાળા શ્રી. ડાહ્યાભાઇ છોટાભાઈએ ૨૦ મચ્છરદાની કરાવી આશ્રમને ભેટ આપી હતી. ચાંચડ માટે કોઈ ઉપાય ન્હોતો. ખેતરની જમીન હોવાથી એક ચોમાસા બાદ લાદી બંધાવાનો વિચાર હતો. અમારા સદ્‌ભાગ્યે કલકત્તાવાળા શેઠ જીવણલાલ મોતીચંદ અમારા મેમાન થયા. કારણ તેમની કન્યા અને તેમની ભત્રીજી અમારે ત્યાં ભણતી હતી. તેમને મળવા અને આશ્રમ જોવા તેઓ આવ્યા હતા. ચાંચડે તેમને પણ મેમાની કરી હતી. જેટલી લાદી આશ્રમમાં જોઇએ તેટલી મોકલવા તેમણે ઉદારતા બતાવી. જડાવાનો ખર્ચ અમારા ઉપર હતો. લાદી જડાવી અને પાકાં જાજરૂ બંધાવ્યાં. તાત્કાલિક જરૂરીઆત પુરી થઈ. અમારૂં આશ્રમ ગણદેવીથી પોણો માઇલ દૂર હતું. ગણદેવીથી આવતાં બોકડીયું નાળું વચમાં આવે છે. અમલસાડ બે માઇલ દૂર

હતું, ત્યાંથી આશ્રમે આવતાં વચમાં અંબિકા નદી આવેલી છે. એકવાર જ્યારે પુષ્કળ વરસાદ પડયો અને નાળાં અને નદીમાં પાણી સમાય નહિ તેટલાં વધ્યાં ત્યારે અમારૂં આશ્રમ બેટડું બની ગયું. જ્યાં નજર નાખીએ ત્યાં પાણી પાણી! અમારી દેખરેખ વિના મકાન બંધાયાં હતાં એટલે ખેતરની પોચી જમીનમાં જોઇએ. તેવો મજબુત પાયો નહિ થવાથી પાણી પાયામાં પેસી ગયાં. દિવાલમાં ફાટ પડી અને મકાન ભયમાં આવી પડયું. ચાર દિવસ સુધી દૂધ, શાક, કે પોસ્ટ કંઈ મળી શકયું નહિ. ૨૦ કન્યાઓના જીવનની જવાબદારી અમારા ઉપર હતી કવિજી પાણીમાં તરીને ચીજ વસ્તુ લઇ આવતા! આ ચોમાસુ જોયા પછી અમારી આંખ ઉઘડી ગઇ કે આશ્રમની જમીન પસંદ કરવામાં અમે દીર્ઘ દૃષ્ટિ નથી વાપરી. કેવળ આંબા જોઇ અમે લોભાઈ ગયાં હતાં અમે દૃઢ નિશ્ચય ઉપર આવી ગયાં કે નવી કન્યાઓની ભરતી કરવી નહિ. છે તેને ચાર પાંચ વર્ષમાં અભ્યાસ પુરો થયે વિદાય કરવી. વડોદરામાં અમે થોડા ખર્ચે સુખ પૂર્વક રહી શકતાં હતાં. આશ્રમમાં કામ કરનાર અમે બે સિવાય ત્રીજું કોઈ ન મળે. આપણા સમાજમાં જીવન ભર સંસાર છુટતો નથી, કે જેથી આશ્રમ-ધર્મ પ્રમાણે જીંદગી ગાળી લોકોપયોગી જીવન જીવાય. સેવા કરવાનાં ભાષણ થાય પણ સેવા કરવા કોઈ બ્હાર પડે નહિ! એતો જેના ઉપર પડે તે ભોગવે. ગણુદેવીની પરિસ્થિતિને અંગે ઉનાળાની રજા ચોમાસાના બે મહિના દરમ્યાન પાડવાનો અમે ક્રમ રાખ્યો. અમારે ત્યાં જે

કન્યા ભણતી તેનાં વાલી બહુ સારાં હતાં. તેઓ અમને દરેક રીતે ઉપયોગી થતાં. એરના મકનજી ભાઇદાસ દેસાઇ જેનો મુંબઇમાં કાપડનો વ્યાપાર હતો તેની અમારા ઉપર બહુ કૃપા હતી. કન્યાઓમાં પાટીદારનું તત્વ અમારે ત્યાં વિશેષ હતું. આફ્રિકાની કન્યાઓ હતી. નાવલીવાળા ચતુરભાઈ બાવાજીભાઇ વિ. ના સહકારથી અમે અમારૂં કાર્ય સરળતાથી ચલાવી શકતાં કારણ અમારી અયાચક વૃત્તિ હતી. ફંડ ફાળા હતા નહિ. ફક્ત વાલીઓની મીઠી નજર અને અમારૂં તન-મન-ધન-હતું.

## કન્યાઓનું શિક્ષણ:

સંસ્કૃત, ઇંગ્રેજી, ઉંચું તત્વજ્ઞાન શિખવવાનું કલિજી ઉપર હતું. ગુજરાતી માટે ગણદેવીમાંથી એક માસ્તર આવતા. વ્યાયામને માટે સ્થાનિક ગોઠવણ હતી. વ્યાયામના સર્વ સામાનની હિચકાથી લઇને લેઝીમ, લાઠી, મુગદળ, વિગેરેની ગોઠવણ ચોરવાડવાળા શેઠ હરખચંદ મોતીચંદે કરી આપી હતી. પાકશાસ્ત્ર, ગોપાલન, સિવણ-ભરત, સંગીત અને કર્મકાંડની જવાબદારી મારા ઉપર હતી. આશ્રમમાં ગાય હતી એટલે દોહવા, વલોવવાનું જ્ઞાન કન્યાઓને મળી શકતું. અમારી કન્યા 'લેડી' બનવાને બદલે સાક્ષાત 'અન્નપૂર્ણા'-ઘર રખુ ગૃહિણી બને તે પ્રકારનું શિક્ષણ દેવાની અમારી ભાવના હતી. ઇશ્વરે અમને જશ આપ્યો છે. જે ભાવનાથી અમે કામ ઉપાડયું,-જો કે અમારે ઉપાડવું પડયું. કારણ શરૂઆતથી મલવાડાવાળાઓએ અમારા ઉપર જવાબદારી નાખી. અમે ઇટોલા આવ્યા. ઇટોલાવાળા

ફરી બેઠા એટલે વડોદરામાં અમારી જવાબદારી ઉપર કામ ચલાવવું પડયું–તે ગણુદેવી આવ્યાં ત્યાંસુધી સાંગોપાંગ ઉતાર્યું. તેનું કારણ ફક્ત કવિજીનું વજ્ર જેવું મનોબળ. કોઇ કાચો પોચો હોય તો તુરત હાથ ખંખેરી નાખે પણ આ મૂર્તિને પ્રભુએ પોલાદની ઘડી હતી, જેને કોઈ ન ડગાવી શકે. જે કામ ઉપાડયું તેને પાર ઉતારવું તે તો તેઓ છઠ્ઠીના ધાવણમાંથી શિખ્યા હતા. દર વખત ચોમાસું ઘણું ભયપ્રદ થતું. મકાનને કાંઈને કાંઈ નુકશાન થયાજ કરતું. ચોમાસાબાદ મકાનને રીપેર કરાવવું પડતું. અંબિકા નદીની સખત રેલ આવતી અને અમારાં સર્વનાં જીવન ભયમાં આવી પડતાં. મકાન ઉપર માળ ન્હોતો કે તેનો આશરો લઈ શકાય. વાડી પગભર થઈ ગઈ હતી. એટલે એ ચિન્તામાંથી અમે મુક્ત થયાં હતાં. જેમ જેમ મોટી કન્યાઓનો અભ્યાસ પુરો થયો તેમ તેમ તેઓને અમે વિદાય કરતાં ગયાં. ૧૯૩૧ માં અમે સર્વ કન્યાઓને વિદાય કરી દીધી.

### જુનાગઢમાં વાસ્તવ્ય :

ત્યારબાદ અમે ઉનાળો, શિયાળો ગણુદેવીમાં અને ચોમાસુ જુનાગઢમાં ગાળતાં. જુનાગઢની સુકી પ્હાડી હવાથી કવિજીને ગાઉટનો ઉપદ્રવ ઓછો થતો. જે લોકો તેમને પ્રચાર માટે બોલાવતા ત્યાં જતા પણ તેમને સાવચેત કરતા કે હું કોમીવાદથી પર છું. મારો મત અમુક પ્રકારનો છે, મારા વિચાર સહન કરવાની શક્તિ હોય તો મને બોલાવજો નહિ તો નહિ! તમારે જે કહેવું હોય તે ખુશીથી કહેજો પણ

પધારો એ રીતનો પત્ર આવે પછી તેઓ ઘરની બ્હાર પગ ભરતા. જો કે તેમની ગતિ ભર્તૃહરિના શબ્દોમાં સર્વ શાસ્ત્રે ષ્વનુપહતવિધિઃ હતી છતાં તેઓ સામાજીક વિષયના જાણે સ્પેશીયાલીસ્ટ હતા. તેઓએ હસતે મોઢે જીવનભર ઘણું સહન કર્યું હતું. સમાજની નબળાઈ એમનાથી સહન થતી નહિ. લાખનું નુકસાન થતું હોય તો પણ તેઓ તેમના પ્રામાણિક મતનું પ્રતિપાદન કરવાનું કદિ છોડતા નહિ. જુનાગઢમાં અમે અમારા બાપદાદાનાં મકાન વેચી નાખ્યાં હતાં. અમે ભાડાના ઘરમાં રહેતાં.. મુંબઇગરાંને ભાડાના ઘરમાં રહેવાની નાનમ ન હોય. પણ જુનાગઢના અમારા અનુભવે અમને શિખવ્યું કે ગમે તેટલું ભાડું આપીએ તો પણ ઘરધણીને ભાડુતની કિમ્મત નહિ. જરાવારમાં અપમાન કરી બેસે. આ અનુભવે અમે અમારી માલિકીનું મકાન બંધાવા પ્રેરાયાં. ૧૯૧૬ થી જે રકમ મારા નામ પર હતી, તેને અમારા અમદાવાદી મિત્રોએ ઘણી સારી જગ્યાએ રોકી હતી અને દર વખતે તકનો લાભ લઇને મુડી વધારી હતી. એટલે કવિજીએ મને જણાવ્યું કે તમારી જ મુડીમાંથી મકાન બંધાવીએ અને પરાધિનતામાંથી મુક્ત થઇએ. તેઓ જે વિચાર કરતા તેને તુરત મૂર્ત સ્વરૂપમાં મૂકતા. જુનાગઢમાં માળીવાડારોડ સારામાં સારો ગણાય છે. ત્યાં ફક્ત એક ઓરડો પડતર હાલતમાં હતો તેને અમે રૂપિયા ૫૦૦ માં વેચાતો લીધો. તેના ઉપર નાનું પણ શોભીતું મુંબઈની સ્ટાઈલનું ચાર માળનું દરેક સગવડવાળું મકાન બાંધ્યું. મકાન બંધાવતાં કવિજીએ ખૂબ મ્હેનત લીધી હતી. મકાન બંધાતું હતું

તે દરમિયાન અમે વાડીનો ઈજારો આપવા ગણદેવી આવ્યાં. આ વખતે અહિં કેરી મોસમયાં રોકાવાય એમ ન્હોતું.

## માત્રાસેવન અને માંદગી :

ગણદેવીના પ્રખ્યાત વૈદ્યરાજ ભજનલાલભાઈ સાથે અમારે સારો સ્નેહ હતો. કવિજીએ વૈદ્યરાજ પાસે ગાઉટની ફરિયાદ કરી કે ગાઉટ કેડો છોડતો નથી. વૈદ્યે અમુક માત્રા આપી. તેનો પ્રયોગ ચોમાસામાં ૪૦ દિવસ કરવાનો હતો. ખોરાકમાં ફક્ત શિરો, રોટલી, દૂધ, ભાત, મીઠું વર્જ્ય હતું. આ પ્રકારે તેઓએ માત્રાનું સેવન જુનાગઢમાં કરવા માંડયું એક તરફ ઘર બંધાવવાનું કામ ચાલતું હતું બીજી બાજુ વર્ષાઋતુ હતી. જેમ જેમ માત્રાનું સેવન થતું ગયું તેમ તેમ કવિજીની કાન્તિ સાવ હરાઈ ગઈ. શરીર કાળું થવા માંડયું. હું કહું બીજા મિત્રો કહે, કવિજી, આ શું, તમારો વર્ણ કેમ ઝાંખો થતો જાય છે? તમે માત્રાનું સેવન મૂકી દ્યો. પણ તેઓ માનતા નહિ. મારી તબીયત સારી છે. મને કોઈ જાતની અશક્તિ નથી જણાતી. મારો તામ્રવર્ણ થતો જાય છે, તેમ કહી મારૂં મન વાળતા. માત્રાના સેવનના ૪૦ દિવસ પૂરા થયા. અમારૂં મકાન પણ પુરૂં થયું. અમે શ્રાવણ મહિનામાં વાસ્તુ કર્યું. જેમ બને તેમ જલદી ભાડાના ઘરમાંથી છૂટવા માટે મકાન બંધાવવામાં ચોમાસું હોવાથી પુષ્કળ પૈસા નાખી ઉતાવળે કામ કરાવી બે મહિનામાં મકાન તૈયાર કરાવ્યું હતું. જો કે અમે ભાડાના ઘરમાંથી જલદી છૂટવા માગતાં હતાં પણ કુદરતને તે વાત મંજુર ન્હોતી. શ્રાવણ સુદ ૬ ૧૯૯૦માં

અમે વાસ્તુ કર્યું. સાતમથી કવિજીને તાવ આવ્યો. શરીર કરતાં મન ઘણું મજબુત એટલે એક બે દિવસ તો તાવને ગણ્યો નહિ. વિશેષ જણાયું એટલે જુનાગઢના નામાંકિત ડૉ. છત્રપતિની દવા શરૂ કરી પણ તાવ ઉતર્યો જ નહિ. કવિજીના મનમાં એમ કે માત્રાના સેવન વખતે શિરો ખવાયો છે તેનો ભાર પેટમાં હશે. માટે સોનામુખી, ગરમાળો વિ. નો જુલાબ મને આપો પેટ સાફ થઈ જશે અને તાવ ઉતરી જશે એમ જણાવ્યું. તેમનો હૂકમ થાય તે પ્રમાણે મારે વર્તવું જ પડે. જુલાબ લીધો. ડાકટરને જણાવ્યું કે આ જાતનો જુલાબ લીધો છે. ડાકટરે કહ્યું ખોટું કર્યું. મને પણ કઈ જાતનો તાવ છે તે ડાકટરે જણાવ્યું ન્હોતું જ્યારથી તાવ આવ્યો ત્યારથી ગાંસડા પોટલા જેવા તેઓ થઈ ગયા હતા. ચેતન હરાઈ ગયું હતું. અગિયારસનો દિવસ હતો. બપોરના એક બે જણાં ખબર લેવા આવ્યાં. આખા શરીરે કડવાણીનો ખરડ દેશી ઉપચાર કરવા ભલામણ કરી. મને કવિજીએ કહ્યું દેવી, આપણે કયાં પીવું છે? શરીરે ચોળવામાં શું વાંધો છે? તમે મંગાવો. મારૂં શરીર બહુ તૂટે છે. એથી મેં પૈસા આપી કામવાળીને તે લેવા મોકલી. હું તુરત તેમનું શરીર દાબવા પલંગ પાસે ગઈ અને કહ્યું હમણાં તે લાવશે એટલે ચોળશું, કળતર મટી જશે. હું વાત કયા કરૂં છું પણ તેમણે જવાબ આપ્યો નહિ! આમ કદિ બનતું નહિ. મને શંકા પડી એટલે માથે હાથ ફેરવી તપાસ્યું તો ભાન હોય તેમ મને જણાયું નહિ. ઘરમાં હું એકલી હતી. મારૂં પિયર પાસે જ હતું. ત્યાં હું ગઈ અને બેન, ભાભી વિગેરેને બોલાવી લાવી. તુરત

ડૉકટરને બોલાવ્યા. ડૉકટર આવ્યા તે દરમિયાન એમને જોરદાર ફીટ શરૂ થઈ. અર્ધું શરીર ખેંચાઈ જવા માંડ્યું. મોંમાંથી લોહીવાળાં ફીણ નિકળવા માંડયાં. શ્વાસ ઘેરાવા લાગ્યો. જેનો અવાજ દૂર સુધી સંભળાતો હતો. થોડી વારમાં ઘણાં સગાંવ્હાલાં આવી પ્હોંચ્યાં. ડૉકટરે ઘણી મ્હેનત કરી ઇંજેકશન દીધું પણ જવાબ આપ્યો નહિ. મેં સર્વ આશા મૂકી દીધી! બપોરના ત્રણ વાગ્યાની વાત તેના સાંજના છ થયા. ફરી ઇંજેકશન આપ્યું. ત્યારબાદ જવાબ આપ્યો. ફીટ વળ્યા પછી ડૉકટરે કોઈ પાઈ પૂછયું ક્યાં ગયા હતા? મોતીબાગ કે લાલબાગ? જવાબ આપ્યો તેનાથી પણ દૂર! માથે કૉલનવૉટર, ગુલાબજળનાં પોતાં શરૂ કર્યાં પણ તાવ ઉતર્યો જ નહિ. બીજી રાતે ફરી ફીટ આવી. ડૉકટર આવ્યા અને કહ્યું બેન, પોતાં ફેંકી દ્યો અને ૨૪ કલાક માથે બરફ ચાલુ રાખો. અમારા નશીબે અમને ડૉકટર સારા મળ્યા હતા. ડૉકટરો સાથે અમારે બહુ જ લેણું છે કહું તો જરાય ખોટું નથી. મુંબઈ ખાતે અમારા ડૉ. કલ્યાણદાસ, ડૉ. વિભાકર વિ. અને જુનાગઢમાં ડૉ. છત્રપતિ, દેવતા જેવા માણસ. મીઠો અને શાન્ત સ્વભાવ. કદિ કંટાળવાની વાત જ નહિ. જે દિવસે પ્રથમ ફીટ આવી તે દિવસે તેમણે ચાર વખત વિઝિટ લીધી. એમનાથી જેટલી બની શકે તેટલી સારવાર તેઓએ કરી હતી. રાતની ફીટ પછી કવિજીની સ્થિતિ એકદમ બગડવા માંડી. ડૉકટરે મને તમામ પરિસ્થિતિથી વાકેફ કરી. જુઓ બ્હેન, કવિરાજને ટાઈફૉઈડ છે. ફીટ આવે છે તેમાંથી કદાચ તેઓ અર્ધાંગ થઈ જાય. તમારી સારવાર બહુ સારી છે જેથી જીંદગીને વાંધો નથી,

બાકી મુદત વિના તાવ ઉતરશે નહિ. તમે સંસ્કારી છો, ડૉકટરો સાથે વસેલાં છો એટલે હું તમને વાત કરું છું. અહિંનું કાઠિયાવાડી ઘેરું હોય તો તેને ખરી હકીકત કહિ કહેવાય નહિ. કવિજીની શ્વાસ ચાલવા પૂરતી જ હીલચાલ! નિરાંતે કોઈ યોગી સમાધિમાં સુતા હોય તેવી રીતે સુતા રહેતા.

**સારવાર:**

ડૉકટરની વિઝીટ બે ત્રણ વખત થતી. શૌચ વિગેરેની ક્રિયા પણ ડૉકટર કરાવતા. અમારે ત્યાં રાતના ૯–૧૦ માણસો રહેતાં. માથા પર બરફ ઘસવા બે બે કલાકની વારી રાખી હતી. સગપણ તે સોનું છે તેની કિમ્મત દુઃખમાં સગાઓ તરફથી મને થઈ. અમારાં સગાં જેવાં સગાં ન હોય તો નાણું ખર્ચતાં આટલી કાળજીભરી ચાકરી કદિ ન થઈ શકે. રાત દિવસ થઈ મણ એક બરફ ઘસાતો. બરફને લઈને પ્રીટ આવવી બંધ થઈ હતી. તાવ એ થી ઉપર વધ્યો નહિ. એટલો કાબુ ડૉકટરે મેળવ્યો હતો. ખોરાકમાં એક ડઝન ગોસંબીનો રસ, લીલી દ્રાક્ષ અને દુધ અમે મોંમાં રેડયા જ કરતાં. મોં ખોલો, મોં ખોલો, એ પ્રકારે ખુબ બૂમ મારૂં ત્યારે સ્હેજ મોં ખુલતું અને હું દવા, દુધ કે રસ તેમને પાતી. તેમને ભાન ન્હોતું. અમારાં સગાં ઘણાં ગભરાતાં. અમારા લોકોની એવી માન્યતા છે કે ચાર છ દિવસમાં ઠીક ન થાય તો બીજો ડૉકટર બોલાવે. પછી કહેશે બાઈ અમે ઘણા ડૉકટર વૈદ્ય કર્યા પણ સારૂં થયું નહિ! મને કહેવામાં આવ્યું કે આપણે

ડૉકટર બદલી નાખીએ. મેં તેઓને સાન્ત્વન આપ્યું કે આ ડૉકટર જુનાગઢમાં સારામાં સારા છે. આનાથી વિશેષ કોઈ નથી. હું ટાઈફ્રાઇડ તાવની રીત સમજુ છું. ઉપરથી બ્રહ્મા આવશે તો પણ મુદત વિના તાવ ઉતરશે નહિ. આપણે બીજો ડૉકટર બોલાવીશું એટલે કેસ ચુંથાઈ જશે. આ ડૉકટર શરૂઆતથી એમની સ્થિતિ સમજે છે. મને તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ છે. માટે મ્હેરબાની કરી કોઈ ડૉકટર બદલવાનુ મને કહેશો નહિ. મને એમનું જીવન વ્હાલું છે એટલું બીજા કોઇને પણ ન હોઈ શકે. મારે જો ડૉકટર બોલાવવા હશે તો હું મુંબઇથી ડૉકટર કલ્યાણદાસ કે જે અમારા મોટાભાઈ તુલ્ય છે અને પૂર્ણ અનુભવી છે તેને બોલાવીશ. અમારા લોકોનો ભોળો પ્રેમ હોય છે દીર્ઘદૃષ્ટિ નહિ, કવિજી તો સમાધિસ્થ હતા. એમને કોઈ જાતની સ્મૃતિ નહોતી. દિવસ ઉપર દિવસ વીતતા હતા. હું પુછતી મને ઓળખો છો? હસીને કહેતા તમને ન ઓળખું? તમને કદી ભૂલાય ભલા? આંખો લાલ લોહીથી ભરેલી જણાતી. તુરત આંખો બંધ થઈ જતી. આ જાતની હાલત ૧૪ દિવસ રહી. ૧૪ મે દિવસે રાતે એમને ટાઢ ચડી. એટલી જોરદાર કે પલંગ હાલવા લાગ્યો. ડૉકટરને બોલાવ્યા. ગરમ પાણીની કોથળી આસપાસ રાખી શેક ચાલુ કર્યો. તાવ ચડવા માંડયો. ટેમ્પરેચર બે રહેતી હતી તેમાંથી ચાર થઇ, અને હજુ વધશે તેમ ડૉકટરનું કહેવું થયું. જરાય ગભરાશો નહિ. માથા ઉપર બરફના ટુકડા લઈ ઘસવા માંડો. ખરેખર તાવ છ સુધી વધ્યો અને અકળામણનો પાર નહિ. આટલો

તાવ હોવા છતાં, હાથ અને પગ ઠંડા બરફ જેવા. સવાર પડવા આવ્યું ત્યારે તાવ ઉતાર પર આવ્યો. સવારે ડોક્ટર જોઈ ગયા અને બરફ સીંચવો બંધ કર્યો. તાવ ૧૦૦ થઇ ગયો હતો. જેમ વખત વીતવા માંડયો તેમ ૯૯ થી છેક ૯૫ સુધી ટેમ્પરેચર ઘટી ગઈ. અમારી ગભરામણનો પાર ન રહ્યો. એકદમ બેસુમાર પરસેવા વળવા માંડયા. ઠંડી એકદમ વધી ગઇ. સૌએ આશા મૂકી દીધી. હમણાં જીવન દીપ ઓલવાઈ જશે. અસાવધ હતા એટલે દવા, મોસંબીનો રસ કે દૂધ પેટમાં જઈ શક્યું નહોતું. મોં ખુલે તો પેટમાં નાખી શકાય ને? કવિજીની તબીયતના સર્વ જગ્યાએથી ખબર પૂછવામાં આવતા હતા. સૌ પોતાની સેવા આપવા તત્પરતા બતાવતા હતા. ડૉ. કલ્યાણદાસને મેં કવિજીની બિમારીની સર્વ વાતથી વાકેફ કર્યા હતા. તેમના તરફથી મારા ઉપર પત્ર આવતા કે કોઇ પણ સંજોગમાં મને બોલાવવામાં સંકોચાશો નહિ. તમારો તાર મળશે કે તુરત હું રવાના થઈશ. તાવના ઉતારને દિવસે કવિજીની ગંભીર સ્થિતિ થઇ ગઇ હતી. તેજ દિવસે ડૉ. સાહેબને બોલાવવા મેં મારા જુનાગઢના ડોક્ટરની સલાહ માગી. તેમણે મને કહ્યું ખુશીથી તેને બોલાવો. સાંજે સાત વાગે ફરી કવિજીની ટેમ્પરેચર ૯૭-૯૮ થઈ અને અમારા જીવને રાહત મળી. બોલાવવાથી જવાબ દીધો. દવા ગળે ઉતરી. પણ તેમને ભાન નહોતું. ડૉ. કલ્યાણદાસને તાર મૂકયો. તાર મળ્યો કે તુરત તેઓ મેઇલમાં રવાના થઇ બીજે દિવસે આવી પહોંચ્યા. ડૉ. છત્રપતિ હાજર હતા. તેમની સાથે વાત ચિત કરી સર્વ હકીકત જાણી કે શું શું દવા ચાલુ છે.

બ્લડપ્રેશર લીધું. તપાસતાં ક્યાં દુખે છે તેમ પૂછ્યું. ત્યારે કીડનીમાં દુઃખાવો જણાયો. પેસાબ થતો ન્હોતો એ તેનું કારણ હતું. ડૉ. કલ્યાણદાસે કવિજીને બોલાવ્યા. 'નમસ્તે' કહ્યા એટલે તુરત હસીને સામા 'નમસ્તે' કર્યા. પાછા તુરત અસાવધ થઈ ગયા. ડૉ. કલ્યાણદાસે કહ્યું તાવ ઉતરી ગયો છે એ ચિહ્ન સારાં છે. ડૉ. છત્રપતિએ જે જાતની ટ્રીટમેંટ, દવા વિગેરે કરી છે તે ઉંચા પ્રકારની છે. મારે વિશેષ કાંઇ કરવા જેવું નથી. ડૉ. છત્રપતિનાં બહુજ વખાણ કર્યાં. છેવટે પેસાબ માટે ઈંજેક્શન આપવાનું નક્કી કર્યું. છતાં ૨૪ કલાકમાં પેસાબ થયો નહિ એટલે નળી મૂકી જેમ બને તેમ જલદી પેસાબ કરાવવાની જરૂર હતી નહિ તો તેનું ઝેર ચડવા સંભવ હતો. સુધરેલો મામલો જરા વારમાં બગડી જાય. રાતના બાર વાગે સૌ છુટા પડયા. ડૉ. કલ્યાણદાસ આવ્યા ત્યારે અમારાં સર્વ સગાં લગભગ ૫૦ જણાં હાજર હતાં. ડૉ. સાહેબે મારાં વૃદ્ધ માતુશ્રી વિગેરે સગાંને સાન્ત્વન આપ્યું અને કહ્યું કે કવિજીના જીવનને હવે કંઇ ભય નથી. ધીરે ધીરે તબીયત સુધારા ઉપર આવી જશે. તમે સૌએ જે મહેનત લઇ ચાકરી કરી છે તે લેખે લાગી છે. મંદવાડમાં માણસને માણસ જોઇએ છીએ. તમે સૌ દુઃખમાં આટલો ભાગ લ્યો છો તે જોઈ હું ઘણો ખુશ થાઉં છું. કવિજીએ આટલા મંદવાડમાં કદિ દુઃખનો સિત્કાર નથી કર્યો. પણ જ્યારે પેસાબ કાઢવા માટેનો પ્રસંગ ઉભો થયો તે વખતનું એમનું દુઃખ જોયું જતું ન્હોતું. રોગમાં એમણે કદી દુઃખ જણાવ્યું જ નથી. પગમાં ગાઉટનો ભયંકર હુમલો થતો ત્યારે પણ એમણે કદિ હાયવોય નથી કરી. ડૉ. કલ્યાણદાસ એ દિવસ

રોકાયા હતા. જુનાગઢની કુદરતી સીનેરી જોઇ તેઓ બહુ ખુશ થયા. શ્રાવણ મહિનો હતો. એટલે ગિરનાર ચડી શકાય એમ ન્હોતું. તો પણ તળેટી સુધી જઈ લગભગ ૫૦૦ પગથીયાં ચડી આવ્યા હતા. જુનાગઢ પુરાતન શહેર છે. કુદરતે ગીરનું જંગલ અને આસપાસ રખેવળી કરતા પ્હાડો મૂકયા છે. જ્યાં નજર કરો ત્યાં લીલી વનરાજી નીરખી માણસ મન્ત્રમુગ્ધ થઈ જાય. કવિજીની તબિયત રાહ ઉપર હતી એટલે ડૉ. કલ્યાણદાસને વધારે વખત રોકવા ઠીક ન લાગ્યા. અમારા સ્નેહને લઇને, તેઓ તેમની ધમધોકાર ચાલતી પ્રેક્ટીસ છોડી, દોડી આવ્યા હતા. ડૉ. હરિશંકરભાઇ અને ડૉ. કલ્યાણદાસ સહાધ્યાયી હતા. એમને ખબર પડી એટલે તેઓ ડૉ. સાહેબને મળવા આવ્યા. તેમને પોતાને ઘેર તેડી જવા અતિ આગ્રહ કર્યો. ડૉ. કલ્યાણદાસે જવા હા પાડી. પણ એક શરત કરી કે ઘી વિનાની ખીચડી ખવરાવજો. અમારાં સગાં પણ ડૉ. કલ્યાણદાસને મેમાની દેવા ઇંતેજાર હતા. પણ ડૉ. સાહેબ ખોરાકમાં ઘી ન્હોતા ખાતા. રોટલી પણ ઘી વિનાની કોરી અને શાક ખાય છે. તેમને જુનાગઢનાં શાક ભાજી બહુ ભાવ્યાં. તેમાં પણ ભીંડાની મીઠાશનાં તેઓ હજુ વખાણ કરે છે. ડૉ. સાહેબ મુંબઇ ગયા. કવિજીને હજી પેસાબની પીડા મટી ન્હોતી. ગરમ પાણીમાં અમે બેસાડતાં. કેસુડાં બાફી પેડુ ઉપર બાંધતાં એમ દેશી પરદેશી કંઈક દવા કરતાં હતાં. પેસાબનો નિકાસ થાય કે તુરત નિરાંતે ઉંઘી જતા હતા. જેવો પેસાબ ભરાય કે ઉત્પાત શરૂ થતો. હવે બરફની ટ્રીટમેંટ ન્હોતી એટલે રાતના ઉજાગરા થતા.

ન્હોતા. છતાં છ સાત જણાં રાતે મારી પાસે સુતાં તો ખરાંજ. આમને આમ છ દિવસ નીકળી ગયા. વચમાં એકદમ ઝાડા થઇ ગયા. જ્યાં એક રોગ ન મટે ત્યાં બીજો ઉભો થતો. ડૉકટર પેસાબ કરાવતા તેથી કવિજી બહુ નારાજ થતા. હવે જરા ભાન આવ્યું હતું. બેભાન હતા ત્યારે જેમ કરતાં તેમ થતું! એક દિવસ હઠે ચડયા. મારે પેસાબ નથી કરાવવો. એમની ના થઇ તે હા થાય જ નહિ. આટલા ભયંકર મંદવાડમાંથી ઉઠયા હતા એટલે ઉગ્રતાનું પુછવું જ શું? ડો. છત્રપતિએ બહુ સમજાવ્યા. હેરાન થશો. રાતે ઉંઘ નહિ આવે. મારે રાતમાં આવવું પડશે. અનેક સમજાવટ છતાં ના ની હા થઇજ નહિ. જવાબ આપ્યો. હું મારી ઇચ્છા શકિત વાપરીશ. પેશાબ થાય કેમ નહિ? ખરેખર તેમણે તે પ્રકારેજ કર્યું. ધીરે ધીરે મામલો હાથમાં આવવા માંડયો. પેસાબ કુદરતી થવા માંડયો એટલે મગજ જાગૃત થવા માંડયું.

**કૃતજ્ઞતા :**

સૌને ઓળખવા લાગ્યા. વાતચિત બહુજ આનંદથી અને ઉલ્લાસથી કરતા. સૌ સગાં તરફ પોતાની કૃતજ્ઞતા વૃત્તિ બતાવી કે, તમે સૌએ બહુ મ્હેનત કરી મારી ચાકરી કરી છે. મારાં વૃદ્ધ માતુશ્રીને પગે લાગ્યા અને કહ્યું, બા, તમારી દીકરી સાવિત્રી છે, મને યમરાજા પાસથી પાછો લઇ આવી છે. એમની વાણીની મીઠાશ અને સરસ્વતી ફરીને પ્રકટી નીકળી. હવે એમના જીવનનો જરાય ભય ન્હોતો. ખોરાક બંધ જ હતો. અમારા મુંબઇના મિત્ર

શ્રી. એસ. કે. ગીદડ દર અઠવાડિએ મોસંબીના કરંડીયા મોકલ્યા જ કરતા. ખોરાકમાં દૂધ અને મોસંબી સિવાય કંઇ નહિ. ડોકટરે પછી મગના પાણીની રજા આપી હતી. જે દિવસે મગનું પાણી આપ્યું તે દિવસે ફરીને તાવ આવ્યો. એટલે મગનું પાણી બંધ કર્યું. હોજરી હજુ ના પાડતી હતી. કવિજીને ખાવાની ઘણી મરજી થતી હતી. તેઓ કહેતા અડદની દાળ અને બાજરાના રોટલા મેં ઘણા દિવસથી ખાધાં નથી. પાનમાં ખાવા એમ અનેક જાતની ઇચ્છા તેઓ કર્યા કરતા. અમારાં સગાંની સ્ત્રીઓ સાંભળે એટલે તેમના તરફ સહાનુભૂતિ બતાવી કહે થાય જ ને? હવે કાંઇ વાંક છે? ૨૦ દિવસની લાંઘણો છે. હવે એમને જે મરજી થાય તે આપ્યા કરો. એ જાતની મને સૂચના કરતાં. હું સર્વ જાણુતી. હું તેઓને સમજાવતી જુઓ, દર્દી તરફ ભોળો પ્રેમ ન બતાવાય. સુધરેલો કેસ બગડી જતાં વાર ન લાગે. જેમ ડોકટર કહેશે તેમ કરશું. આપણી સ્ત્રીઓ ખોરાકને બહુ મહત્વ આપે છે. તેઓ એમ જ માને છે કે ખોરાક વિના તાકાત ન આવે. કેટલાય કેસમાં આપણે જોઇએ છીએ કે ડોકટરની ના હોવા છતાં ભોળી માતાઓ ખોરાક આપે છે. જો દર્દી સુધરે તો વાત કરે છે નહિતર મનમાં સમજે છે! કવિજી સમજુ હતા, કેટલાય મિત્રો એમની ખબર લેવા આવતા અને ખોરાકની ઉતાવળ ન કરવા સમજાવતા. મોસંબી અને દુધમાં સર્વ તાકાત છે માટે તે જ લેવું. કવિજી તુરત સંમત થતા. ખોરાક લેવા ઉતાવળ ન થાય, ધીરેધીરે ખોરાકની શરૂઆત થાય. શરૂમાં મગનું પાણી, શેકેલા ચોખા બરડીને તેની ઘેંસ,

બાજરાની ખાખરી એમ ક્રમવાર ખોરાક દેવા માંડ્યો. ભૂખ ખૂબ ઉઘડી હતી. ટાઇફાઇડના દર્દીને પછીથી સાચવવો બહુ મુશ્કેલ છે. જો ફરી ઉથલો મારે તો મામલો બગડી જાય. મગજ ઉપર બહુ અસર હતી એટલે સ્મૃતિ સાવ કમ થઇ ગઇ હતી. જેઓનો ૨૫ વર્ષ પૂર્વે સ્વર્ગવાસ થયો હતો તેને યાદ કરતા. અને કહેતા તેઓ કેમ આવતાં નથી? કાલે તો મારા પલંગ ઉપર બેઠાં હતાં. એમનાં માતાપિતા, ભાઈ, બ્હેનો, મારાં બેન, બનેવી કે જેઓ ગત થઇ ગયાં હતાં તે સૌને યાદ કરી એ કેમ દેખાતાં નથી–પૂછતા અને મારા અચંબાનો પાર ન રહેતો! હું એમને કહેતી કવિજી, જીજી, ભાઇકાકા, નાનાભાઇ બધાંને સ્વર્ગે સીધાવ્યે વર્ષો થઇ ગયાં છે. તમે વિસરી ગયા? ત્યારે જવાબ આપતા હું એ લોકોને દેખું છું. તેઓ મારી સાથે વાત કરે છે. નૃસિંહદાસ વિભાકર પણ પરલોકવાસી હતા. છતાં તે પણ મને મળે છે તેમ વાત કરતા. એટલી એમની મગજશક્તિ અને સ્થિતિ નબળી થઇ ગઇ હતી.

મ્હારા ગુરૂજીઃ

તેઓ મારા ગુરૂ હતા. એમણે મારામાં દૃઢ સંસ્કાર નાખ્યા હતા. એટલે હું કદિ વ્હેમમાં ઉતરી જ નથી. તેમ મને કોઈ દિવસ અનુભવ નથી થયો કે, કોઈ મૃતાત્મા મને દેખાયો કે મારી પાસે કંઈ માગ્યું. વૈદિક ધર્મના હિસાબે અનેક પ્રકારનાં પુણ્યદાન અમે કર્યાં છે. શ્રાદ્ધઆદિ ક્રિયા કોઇ દિવસ નહિ છતાં, અમારાં પિતૃઓ અમને કદિ સ્વપ્ને દેખાયાં નથી. તો નડવાની વાત તો ક્યાંથી જ હોય?

આવે સમયે બીજી કોઇ વ્હેમી મગજની સ્ત્રીનું શું થાય? અને વળી જેનાથી તૈયાર થઈ હોય તેના જ મોઢેથી આ જાતની વાત સાંભળે તો ડરીને અધીં થઈ જાય. એમના મંદવાડમાં મને ઘણા અનુભવ થયા છે. નવા ઘરમાં વાસ્તુ કર્યા પછી તુરત એઓ બિમાર પડયા, તે પણ સાધારણ બિમારી નહિ-પણ જીવન મરણના સોદાની વાત. ત્યારે અનેક લોકોએ વ્હેમ ઘાલ્યો હતો. પણ હું એ સ્વર્ગસ્થના પ્રતાપે દૃઢ રહી હતી. આટલા મંદવાડમાં મેં કદિ તેમના ઉપર, દોરા ધાગા કે બાધા આખડીનો પ્રયોગ કર્યો નથી. પરમકૃપાળુ પ્રભુ ઉપર અને બીજા ડોકટર ઉપર મને અચળ શ્રદ્ધા. દાન, પુણ્ય કરવાની મારી ના ન્હોતી અને તે મેં અનેક કર્યાં હતાં. 'નવા ઘરમાંથી જ કાંઇ વળગાડ થયો હશે? નહિતર આ જાતનો મંદવાડ હોય કે બોલે ચાલે નહિ અને સાવ બેભાન!' રોગના ઝેરની ભયંકર સ્થિતિથી એ લોકો અજ્ઞાન હોવાથી આ જાતનું બોલતાં. કોઇને ખૂબ સન્નેપાત હોય કે કોઇ સાવ મુંગુ હોય! સન્નેપાત કરતાં બેભાન અવસ્થા સારી. દર્દીની શક્તિ જળવાઈ રહે અને આપણને સારવાર કરવી ફાવે. જો દર્દી ભાનમાં હોય તો મન ધાર્યું કરે અને સમજુ દર્દીને વિશેષ કંઈ કહી શકાય નહિ. જે ઘર બંધાવતાં હદપારની મ્હેનત લીધી હતી તે ઘર ક્યાં આવ્યું તેની પણ તેમને માહિતી ન્હોતી. ૨૦-વર્ષ પ્હેલાંની વાત એમને યાદ હતી. ત્યાર પછીના સર્વ બનાવની વિસ્મૃતિ હતી. ગણદેવી આશ્રમને તેઓ ભૂલી ગયા હતા. તબીયત ધીરેધીરે સુધરતી હતી. થોડે ફરવા જવાની છુટ તેમને મળી હતી. હું તેમની સાથે

જતી. અમે ભાડાના ઘરમાં રહેતાં હતાં. તેઓનાં બાપદાદાનાં જુનાં મકાન જે હવેલી લાઇન તરફ હતાં ત્યાં કવિજી ચાલ્યા જતા. કહેવાની મતલબ કે તેઓને પુરાણી વાતનું પુરૂં સ્મરણ હતું.

**મના છતાં ભાષણ!**

જુનાગઢમાં છાત્રાલય સંમેલન ભરાયું હતું. ભાવનગરના રાજપુત ભાઇ કાળુભા અમારે ઘેર આવ્યા. એમને કવિજીની માંદગીની ખબર નહિ. એમણે આવી કવિજીને અમુક તારીખે ભાષણ આપવાનું આમન્ત્રણ આપ્યું. કવિજીએ વાતને સહર્ષ વધાવી લીધી. મેં એ ભાઇને કહ્યું, કવિજી હમણાં ભાષણ નહિ આપી શકે. ત્યારે તે ભાઇ મારી સાથે સ્હેજ ગુસ્સે થઇ બોલ્યા, દેવીજી, શું પંડિતજી તમારા એકલાની મિલ્કત છે? તેઓ આખા દેશનું ધન છે. તમે ના કેમ પાડો છો? મેં એમને હાથ જોડી સમજાવ્યા કે ભાઇ, કવિજી દેશની જ મિલ્કત છે, મારી એકલીની નહિ, પણ દેશના સદ્‌ભાગ્યે હમણાં જ તેઓ મરણ પથારી પરથી ઉઠયા છે–હું તો પરવારીને બેઠી હતી. એમ કહી એમને ભયંકર મંદવાડની વાત કરી. તે ભાઇ તુરત ઝંખવાણા પડી ગયા. કવિજીએ હઠ પકડી મારે સભામાં જવું છે, અને ભાષણ કરવું છે. મારે જોવું છે કે જેમ બધી વાત હું ભૂલી ગયો છું, તેમ ભાષણ કરતાં પણ ભૂલી ગયો છું કે નહિ? મારે તેની ખાત્રી કરવી છે. અમારા ડૉક્ટરે બીજા મિત્રોએ ઘણા સમજાવ્યા. તમે બહુ નબળા થઈ ગયા છો. કદાચ ભાષણ કરતાં પરિશ્રમ પડે અને ફીટ આવે તો કાંત્યું વણ્યું કપાસ

થઈ રહેશે. પણ નહિ, હાની ના થાયજ નહિ! તેતો સ્વભાવ હતો. આખરે સૌનો મત પડયો કે નહિ જવા દેવાથી એમના મગજ ઉપર ઉલટી અસર થશે માટે એમની ઇચ્છા છે તો તેડી જાઓ. બહુ વખત બોલવા દેશો નહિ. જેઓએ તેમને સાંભળ્યા હશે તે જાણતા હશે કે ધીરેથી તેઓ કદિ બોલી શકતા જ નહિ. પાશેર પાણી શરીરમાંથી તેઓ ન કાઢે ત્યાંસુધી ભાષણ કરી શકતાજ નહિ. મને બહુ ભય હતો કે શું થશે? પરંતુ હું લાચાર હતી. મેં કાળુભાને કહ્યું ભાઇ, તમે આગ્રહ કરી ગયા તેનું આ ફળ આવ્યું છે. તેઓ કોઈ રીતે માન્યા નથી અને અહિં આવ્યા છે. તેમને ભાષણ માટે ઘણોજ થોડો સમય આપશો. તે બિચારો ઘણો પસ્તાવો કરવા માંડયો અને બોલ્યો, મને ખબર હોત કે તેમને આવી માંદગી ગઈ છે તો હું આમન્ત્રણ આપવા કદિ આવત નહિ. બ્હાદુરખાનજી હાઇસ્કૂલના હેડમાસ્તર નાયકનાં ધર્મપત્ની (જે એમ એ. છે) શ્રી. સરલાબેન નાયક પ્રમુખ સ્થાને હતાં. જુનાગઢના વિદ્યાધિકારી કાજીસાહેબ, ગાંધીસાહેબ, વિ. અમલદારોની હાજરી ઘણી હતી. અમારી સાથે અમારા બે ચાર મિત્રો પણ હતા. કાર્યવાહી શરૂ થઇ. છેવટે કવિજીને બોલવાનું કહ્યું. એમણે એટલું સરસ ભાષણ કર્યું કે ત્યાંની પ્રજા ખુશ થઇ ગઇ! તેઓ શિક્ષણશાસ્ત્રી તો હતાજ અને એમને પ્રિય વિષય પર બોલવાનું પછી શું પૂછવું? તેમને મન બીજી પ્રસન્નતા એ હતી કે હુ મારી મુડી સાચવી શકયો છું. ગુમાવી નથી એટલે ભુલી નથી ગયો. જેથી વધારે ઉત્સાહમાં આવી ગયા. વખતની ગણત્રી રહીજ નહિ.

એમને બોલવાનું ગમ્યું અને શ્રોતાને સાંભળવાનું ગમ્યું. પરસેવે તરબોળ થઇ ગયા. હું ઇચ્છતી કે તેઓ જલદી પુરૂં કરી ઝટ બેસી જાય તો ઠીક. મારો જીવ ક્યાંય સ્થિર ન્હોતો. લગભગ અર્ધો કલાક તેઓ બોલ્યા હશે. ભાષણ પછી નબળાઈ ખૂબ જણાઇ પણ એમનો ઉત્સાહ એટલો પ્રબળ હતો કે કાંઇ હરકત આવી નહિ. ત્યારપછી ખૂબ ચેતન આવવા માંડયું. તેઓ કહેતા, સંસારી વાતો ભૂલી ગયો છું, તેનું દુખ નથી. ખટપટ ઓછી. જો મારૂં જ્ઞાન હું વિસરી ગયો હોત તો હું જીવતે મુઓ હોત! મને જીંદગી જરાયે વ્હાલી લાગત નહિ. એકેએક શ્લોક, મન્ત્રો, પ્રમાણો તમામ તેમને કંઠસ્થ હતાં. મગજ સુધારા પર આવતું હતું. ભાદરવા મહિના સુધી અમે ભાડાના ઘરમાં રહ્યાં. આસો માસમાં અમારા મકાનમાં રહેવા ગયાં. હવે વિરોધાભાસ જેવી વાતચિત થતી ન્હોતી. ડોકટરની દવા બંધ કરી હતી. શક્તિની દવા ચાલુ હતી. પહેલાંની તાકાત શરીરમાં ન્હોતી. દિવાળી પછી અમે હવાફેર જવા વિચાર કર્યો. કેશોદની હવા શિયાળામાં સારી ગણાય. જુનાગઢના નવાબનો કેંપ શિયાળામાં ત્યાં રહે છે. કવિજીના પિતાજીએ કેશોદમાં નોકરી કરી હતી. એટલે નાનપણથી તેમની નાડે કેશોદનું પાણી સદી ગયું હતું. ત્યાં અમે વાવ ગળાવી છે અને મારા સસરાજીએ ગાયત્રી પુરશ્ચરણ ત્યાં કરાવેલું હોવાથી ઓળખીતા ઘણા હતા. સૌથી વધારે આગ્રહ આફ્રિકાવાળા લુહાણા ગૃહસ્થ ભાઇ પ્રાગજી રામજીના પુત્ર મહેન્દ્રચન્દ્રનો હતો. કેશોદમાં સીંગ તથા તલ પીલવાનો તેનો વ્યાપાર મોટા પાયા ઉપર ચાલે છે. અમે આફ્રિકા

ગયાં હતાં ત્યારથી તેમની સાથે સારો સંબંધ. તેમણે તેમના પુત્રને જુનાગઢ મોકલ્યા અને જે સગવડ જોઈશે તે અમે કરી આપશું, આપ ત્યાં પધારો. એમ આગ્રહ પૂર્વક કહી ગયા. ૧૯૯૧ ના કાર્તક મહિનામાં અમે ત્યાં ગયાં. અમારે માટે બે રૂમ અલગ કાઢી આપ્યા હતા. કવિજીને પૂર્ણ શાંતિની જરૂર હતી. ઘોંઘાટ જરાય સહન થતો નહિ. અરે કયાં સુધી કહું રાતે સુતી વખતે ઘડીયાળ બંધ કરી દેવી પડતી! કટકટ અવાજ સહન કરવા પણ તેમનું મગજ ના પાડતું. પ્રાગજીભાઈને ઘેર બધું સુખ હતું પણ મિલનો ગડગડાટ કવિજીને બેચેન બનાવી મૂકતો. વ્યાપારી રહ્યા એટલે માંડવીનાં ગાડાં અર્ધી રાતે આવતાં આથી ઉંઘમાં ખલેલ પડતી. આ વાતથી પ્રાગજીભાઇને અમે માહીતગાર કર્યા. તેમણે તુર્ત કેશોદ વ્યાસ આશ્રમમાં બે રૂમની સગવડ કરાવી આપી. અમે ત્યાં રહેવા ગયાં. એકંદરે સ્થાન સારૂં હતું. કવિજી ઝાઝી વસ્તીવાળું સ્થાન પસંદ કરતા નહિ. 'વ્યાસ આશ્રમ' ધર્મશાળા જેવું હતું. અમારે માટે એકાન્ત સ્થાન કે જ્યાં વિદ્યાર્થી સૂતા ત્યાં રાખ્યું હતું. અમે ત્યાં ૧૫ દિવસ રહ્યાં. તબીયતમાં કાંઇ ફેર જણાયો નહિ. શ્રી. ઠક્કર બાપા, શ્રી. મણિલાલ કોઠારી વિ. અમને ત્યાં મળવા આવ્યા હતા. સ્વર્ગસ્થ મણિલાલ કોઠારી કવિજીને ગુરૂ માનતા. તેઓ કહેતા મને કોઇએ ગુજરાતીમાં ભાષણ કરતાં શિખવ્યું હોય તો તે કવિ મહારાણી શંકરે. અનેક વાતચિત કરી સૌએ આનંદ મેળવ્યો હતો. જોરાવરનગર હવાફેર આવવા શ્રી. મણિલાઇ કોઠારીએ ઘણો આગ્રહ કર્યો હતો. કવિજીને કેશોદ છોડી જુનાગઢ

જવા વિચાર થયો. અમે તુરત જુનાગઢ આવ્યાં.

## કેશોદથી મુંબઈ:

મુંબઇથી ડૉ. કલ્યાણદાસ અને બીજા મિત્ર એસ. કે. ગીલ્ડર ત્યાં આવવા આગ્રહ કરતા હતા. અમે માગશર મહિનામાં મુંબઈ ગયાં. સ્ટેશન ઉપર ડૉ. સાહેબ અને ગીલ્ડર બંને આવ્યા હતા. બંનેનું રહેવાનું વાલકેશ્વર પર હતું. અમે બંનેનું માન રાખ્યું–રહેવાનું ગીલ્ડરને ત્યાં અને જમવાનું ડૉ. સાહેબને ત્યાં! ડૉ. કલ્યાણદાસની મમતાભરી લાગણીનું વર્ણન મારી કલમ કરી શકે એમ નથી. એમણે કવિજીની તબીયત તપાસી. કવિજીનું મગજ એકદમ નબળું હતું. તેને માટે ઇંજેકશન તેઓ એકાંતરે આપતા. લીવર વધેલું જણાયું. એટલે ખોરાકમાં ફેરફાર કરી નાખ્યો. પાંડુની શરૂઆત જણાતી હતી. મુંબઇ આવ્યા પછી અનેક દવા શરૂ થઇ ગઈ. પેસાબની હાજત બહુ થતી. તેને માટે ડૉ. બીલીમોરીયા પાસે ડૉ. કલ્યાણદાસ લઈ ગયા. બ્લડ-પ્રેશરનું ધ્યાન રાખતા અને મગજને માટે ઝાડની ઘટામાં ફરવાનું કહ્યું. કવિજી એ જાતના આદમી હતા કે જેમ ડૉક્ટર સલાહ આપે તેમજ કરે. કવિજીને જેવું મંડળ જોઈતું હતું તેવું જ મુંબઇમાં મળવાથી તબીયતને ઘણું અનુકુળ આવ્યું. અમે લગભગ ત્રણ મહિના મુંબઈમાં રહ્યાં. કવિજીને ટાઇફોડ પછી મુંબઈના રસ્તાની પણ વિસ્મૃતિ થઈ હતી. કોઈ વ્યક્તિને ઓળખી શકે પણ તેનો ઇતિહાસ ભૂલી ગયા હતા. હું સાથે જ હતી એટલે યાદી દેવરાવતી. કવિજી કહેતા મારી ડાયરી બુક દેવીજી છે. તેને જે પૂછવું

હોય તે પૂછો. તેમને બધું યાદ રહે છે. જુનાગઢ આવતાં રસ્તામાં ગણદેવી ઉતરવાનો અમે વિચાર કર્યો. જેથી આશ્રમની યાદી ફરીને તાજી થઈ જાય. ડો. કલ્યાણદાસની વિદાય લેતાં કવિજીની આંખમાં આંસુ આવ્યાં અને કહ્યું, ડો. સાહેબ તમે મારૂં ઘણું કર્યું છે. તમારા સૌજન્યનો બદલો હું શી રીતે વાળી શકીશ? ડો. સાહેબનું હૃદય પણ લાગણી પ્રધાન હોવાથી તેમનું મૃદુ હૃદય હાથ ન રહ્યું. ગાડી ઉપડી અને અમે સ્નેહીનાં સ્મરણ લઈ છૂટાં પડયાં. અમે અમલસાડ ઉતર્યાં. ત્યાં એક રાત રોકાઈ ચીજ વસ્તુ લઈ ગણદેવી ગયાં. ગણદેવી દસ દિવસ રહ્યાં હોઇશું ત્યાં કવિજીને મસામાંથી લોહી પડવા શરૂ થયાં. જુનાગઢ જવું બંધ રાખી ફરી અમે મુંબઈ ગયાં. કારણ ડો. કલ્યાણદાસની સલાહ ઉપર કવિજીની જીંદગી ટકતી હતી. અમે ડો. સાહેબને ઘેર જ ઉતર્યાં હતાં. ડો. સાહેબના ભત્રીજા ડો. રમણલાલ ટી. દેસાઈ એફ. આર. સી. એસ છે. ડો. સાહેબે ટેલીફોનથી કવિજીની બીમારીની વાત તેમને કરી. ડો. રમણલાલે કવિજીને તપાસવા તેને ઘેર બોલાવ્યા. ઈંજેકશન આપી લોહી પડતાં તુરત અટકાવી દીધાં. દર્દીના માનસ પર હોશિયાર ડોકટરની ટ્રીટમેન્ટની તુરત અસર થાય છે. કવિજીને તેમજ થયું. તેમની તબીયત સુધારા પર આવવા લાગી. અને જુનાગઢ જવા તૈયાર થયાં. પાંડુ માટે 'હીપેટેકસ' મોસંબીના રસમાં લેતા. ડો. કલ્યાણદાસનું પ્રીસ્ક્રીપશન સાથે હતું એટલે લીવર મીક્ષચર જુનાગઢમાંથી લઈ શકાતું.

**પુનઃ જુનાગઢમાં :**

અમે ત્રણ મહિને જુનાગઢમાં આવ્યાં. કવિજીની તબી-

ચત સુધરેલી જોઈ સગાં સ્નેહી ઘણાં રાજી થયાં. જુનાગઢમાં ફરવા માટે વિપુલ જંગલ હતું. સવારના પાંચ વાગ્યાથી ફરવા જાય તે નવ કે દસવાગે તેઓ ઘેર આવતા. સાંજે પાંચ વાગે નીકળે તે સાત સાડાસાતે ઘેર આવે. દશ બાર માઈલ ચાલતા છતાં થાકતા નહિ. ખોરાકમાં રોટલી દહીં, શાક, ભાત, ખાંડ વિગેરે ખાતા. ખાંડ તેમને અતિ પ્રિય હતી. તેઓ કહેતા મને મીઠા વિના ચાલશે પણ ખાંડ વિના નહિ ચાલે. બાળપણમાં હવેલીના મહાપ્રસાદ બહુ ખાધા હતા એટલે ગળપણનો શોખ ખૂબ હતો! દહીંમાં પણ ખાંડ ખાતા. રોગની પાછળ એવા પડયા કે આખરે લીવર મટયું. મન ઉપર અસાધારણ કાબુ ધરાવતા હતા. તેમને કોઈ ચળાવી ન શકે. ચૈત્ર મહિનામાં મુંબઇ આર્ય-સમાજના ઉત્સવનું આમંત્રણ આવ્યું અને તુરત સ્વીકાર્યું. આ વખતે તેમને એકલાએ જવાનું હતું. માંદગી પછી એકલા કયાંય ગયા ન હોતા. એટલે હુ અધીરી થઇ જતી. મેં કહ્યું તમે ત્યાં ના લખી નાખો. જવા આવવાની તકલીફ તમારાથી નહિ સહન થાય. પણ મારી એકે વાત તેમના ધ્યાનમાં ન ઉતરી. તેમણે કહ્યું હું જઈશ. મહેરબાની કરી મને ના ન કહેશો. સમાજની સેવા કરતાં મારો દેહ પડશે તો હું ધન્ય માનીશ! મંદવાડ પછી તેઓથી થર્ડ ક્લાસની મુસાફરી થઈ શકતી નહિ. સેકન્ડ કલાસની જ મુસાફરી કરતા આથી જેઓ તેમને પ્રચાર માટે બોલાવતા. તેઓ પણ સેકન્ડ કલાસમાં બોલાવતા. મુંબઇમાં રહેવાનું ડૉ. સાહેબને ઘેરજ રાખતા. ત્યાં તેમને સર્વ રીતની અનુકૂળતા રહેતી. મુંબઈ સમાજના ઉત્સવ ઉપર સારી રીતે ભાષણ

કરી શકયા તેથી ઘણાજ પ્રસન્ન થયા. ગુરુકુલ શુકલતીર્થને ઘાટકોપર લાવવું હતું. ઘાટકોપર ખાતે ગુરુકુળ આશ્રમ અને ગુરુકુળ હાઇસ્કુલ એમ બે કામ કરવા ડૉ. સાહેબનો વિચાર હતો. ડૉ. કલ્યાણદાસે કવિજીને કહ્યું તમે માંદગીમાંથી ઉઠયા છો, માટે તમારા મનને તમારે લાયક કામમાં રોકશો તો ફાયદો થશે. મારી એવી ઇચ્છા છે કે તમે ગુરુકુળ આશ્રમનું ગૃહપતિ પદ સંભાળી આશ્રમની વ્યવસ્થા કરો. મારે તમારા જેવા ધાર્મિક માણસની જરૂર છે. આશ્રમની પ્રતિષ્ઠામાં વધારો થશે અને ખામી હશે તે દૂર થશે. જ્યારે ગુરુકુળને ઘાટકોપર લાવીએ ત્યારે તેના ઉત્સવ ઉપર જરૂર મુંબઇ આવજો. કવિજી જુનાગઢ આવ્યા ત્યારે તેમણે મારી પાસે ઉપલી વાત કરી. હું કવિજીના સ્વભાવથી પરિચિત હતી. મેં કહ્યું ઉત્સવ ઉપર જવું હોય તો ડૉ. સાહેબના માન ખાતર જઈ આવજો, પણ આશ્રમના ગૃહપતિ તરીકે રહેવાની કડાકુટમાં તમે હાલ પડશો માં. તમારો સ્વભાવ સાચો છે. તમે જે હશે તે મોં પર કહી નાખશો. આજકાલની દુનિયાં તે ભાગ્યે સહન કરી શકે. માટે તમે ત્યાં જાઓ તે પહેલાં પુરો વિચાર કરજો. મારાથી કહી શકાય તેટલું મેં કહ્યું. કવિજીને ડૉ. કલ્યાણદાસ ઉપર વિશ્વાસ હતો. વળી તેમની માંદગી વખતે અને ત્યારપછી તબીયત સુધારવામાં પણ અમારી ઉપર તેમના અનહદ ઉપકાર હતા. એટલે તેમને નારાજ ન કરવા એમ કવિજીનું કહેવું થયું. મેં જેમ આગળ જણાવ્યું હતું તેમ અમારા તરફ અમારા જ્ઞાતિ બંધુઓ આદરથી જોતા હતા. કેટલાક અમારા અંગત સગાઓ અમે ... આવીએ

એમ ઇચ્છતા હતા. કવિજી તેમને મિઠાશથી કહેતા હું ન્યાતમાં જ છું. કારણુ અમે સારે માઠે પ્રસંગે જતાં આવતાં અને સૌના સુખ દુ:ખમાં ભાગ લેતાં. અમારા ભાણેજના લગ્ન પ્રસંગમાં મોસાળું વિગેરે કરી અમારા સામાજિક હકક ભોગવ્યા હતા. ફક્ત પંક્તિમાં જમવા બેસવા સિવાય અમને અમારા જ્ઞાતિ બંધુઓએ દરેક સગવડ આપી હતી. આથી વિશેષ આકાંક્ષા અમને ન્હોતી. છતા નાતમાં અનેક વખતે પક્ષો બંધાય અને સૌના સગાના જથ્થા જોર કરે તેવા. અનેક પ્રસંગો ઉપસ્થિત થતા હતા. તેઓ એટલા સરળ હૃદયના હતા કે જરાપણુ ટંટો ફિસાદ પસંદ કરતા નહિ.

## ઘાટકોપર ગુરુકુલ આશ્રમમાં :

તે વખતે ગુરૂકુળ ઘાટકોપરના ઉત્સવનું આમન્ત્રણ આવ્યું અને તેઓ મુંબાઈ ઉપડી ગયા. ઉત્સવ પતાવી જુનાગઢ આવ્યા. જ્યાં સુધી ગુરુકુળ ઠરીઠામ ન થાય ત્યાં સુધી અમારે જવું ન્હોતું. ડૉ. કલ્યાણદાસે મારે માટે પણ ખૂબ આગ્રહ કર્યો હતો. કવિજીને કહ્યું, દેવી અને તમે બંને અહિં આવો અને જેમ તમે વડોદરા, ગણદેવીમાં, તમારા આશ્રમની વ્યવસ્થા સાચવતાં તેમ અહિં સાચવો. મને સાથે લઇ જવા કવિજી અતિ આગ્રહ કરતા. મને પણ તેમનાથી વિછુટું રહેવું ગમતું નહિ. તેમ હાલમાં તેઓ બિમાર પડયા પછી તો મારૂં મન ઘણું જ ઓછું થઇ ગયું હતું. મેં તેમની વાત સહર્ષ સ્વીકારી. અમે ૧૯૯૧ ના અષાડ મહિનામાં જુનાગઢથી ઘાટકોપર ગયાં. પ્રભુએ તેમને જીવલેણ માંદગીમાંથી બેઠા કર્યા અને આ સર્વ કાર્ય કરવા

તૈયાર થયા જોઇ, મારૂં હૃદય ગદગદિત થઈ જતું હતું. દાદરથી ગાડી બદલવાની હતી. આશ્રમમાંથી માણસ સામે લેવા આવ્યા હતા. અમે ઘાટકોપર આશ્રમમાં પહોંચ્યાં. સારી હવા ઉજાસવાળા બે રૂમ અમને સ્વતંત્ર વાપરવા આપ્યા હતા. સાંજે ડૉ. કલ્યાણદાસ આશ્રમમાં આવ્યા. ગુરૂકુળના સ્ટાફની નાની સરખી સભા ભરી. મારી અને કવિજીની ઓળખાણ કરાવી. ડૉ. સાહેબે કહ્યું, તેઓ આર્ય જગતના જુના અને જાણીતા છે. તેઓએ દસ વર્ષ સુધી સ્વતંત્ર રીતે કન્યાગુરૂકુળ ચલાવ્યું છે. તેઓ દંપતી આપણને પ્રાપ્ત થયાં છે, તેનો લાભ લેવા ચૂકવું નહિ. દરેક બ્રહ્મચારીનાં તેઓ માતા પિતા છે. વિગેરે, કવિજીને કામ મળ્યું. ધાર્મિક શિક્ષણ તેઓનો મુખ્ય વિષય હતો. સવાર સાંજ સન્ધ્યા, યજ્ઞ, પ્રાર્થનાનો કાર્યક્રમ હતો. અમે ત્યાં અઠવાડિયું રહ્યાં ત્યારપછી આશ્રમમાં શું શું ખામી છે તે વાતચિત ડૉ. સાહેબ પાસે કરી. કવિજીનો સ્વભાવ ઘણોજ સત્યવાદી હતો. તેમની માનસિક લાગણી કોઇ નબળી વાતને જતી ન કરી શકતી. તેમણે આશ્રમનું સર્વ ધ્યાન ડૉ. સાહેબ પાસે વર્ણવ્યું. તો તેમણે જણાવ્યું કે આપણે જે ત્રુટીઓ હશે તે કાઢી નાંખશું અને અમુક કાર્યકર્તાઓને જરૂર પ્રમાણે નિવૃત કરશું. આમ વાતચિત કરી કવિજીને સંતોષ્યા. આશ્રમની વ્યવસ્થા સુધારતાં બહુજ વખત લાગે એમ હતું, અને કવિજીને કાંઈ બગાડવું ન્હોતું; તેમને ફક્ત ડૉ. કલ્યાણદાસના વચન ખાતર ઘાટકોપર ખાતે ગૃહપતિ તરીકે આવવું પડયું હતું. બાકી ન્હોતી તેમને પૈસાની પરવા કે ન્હોતો કોઇ અંગત સ્વાર્થ. શ્રી સ્વામી દયાનંદનું

કામ કરવા તેમણે અવતાર ધારણ કર્યો હતો. બાકી પોતાનો આત્મ સંતોષ. જો તે વસ્તુ ન સરતી હોય તો તેવા કામમાંથી મુક્ત થઈ જવું એ ઉચિત હતું. અમે લગભગ ૧।।। મહિના ગુરૂકુળ આશ્રમમાં રહ્યાં. ડો. સાહેબે કવિજીને કહ્યું કે તમારી નાજુક તબીયત જોતાં તમને મેં આવી ઉપાધિમાં નાખવાની ઇચ્છા કરી એ ઠીક ન થયું. મને કવિજીની નાજુક તબીયતની બીક હતી. માનસિક ઉપાધિ વધારે પડતી કરવાથી ફરી પ્રીટનો હુમલો થઇ જાય તો હું કયાંયની ન રહું! અમે બંનેએ વિચાર કર્યો કે આપણે અહિંથી છુટા થવું અને આપણે લઈને ડો. સાહેબને વધારે પડતી ચિંતામાંથી મુક્ત કરવા. ડો. સાહેબ અમને છોડવા માગતા નહોતા. ડો. સાહેબનું એમ કહેવું હતું કે તમે ગૃહપતિ તરીકે ન રહો કારણ વિશેષ જવાબદારી છે પરંતુ હાઈસ્કુલમાં ધાર્મિક શિક્ષણ દેવા જાઓ. અમારે ગળે તે વાત પણ ન ઉતરી અને અમે ઘાટકોપર છોડી મુંબઇ અઠવાડિયું રહી વડોદરા ગયાં. ત્યાંથી પાવાગઢના ડુંગર ઉપર વડોદરાના કેટલાક આર્યભાઇ સાથે ગયા.

## ફરી પાછા જન્મભૂમિમાં:

અઠવાડીયું ત્યાં આનંદ કરી જુનાગઢ આવ્યાં. જુનાગઢમાં જામનગરથી કરસન પાલા ગઢવી અને બીજા બે ચાર જણા પ્રચાર માટે આવ્યા હતા. દશેરાને દિવસે કવિજીનું ભાષણ હતું. જુનાગઢમાં માસ્તર મહીદાસ અને બીજા આર્યો વેદપ્રચાર મંડળ ચલાવે છે તેમાં કોઇ કોઈ વખત પ્રચાર ગોઠવતા. ભાષણનો વખત સાંજના પાંચનો

હતો. કવિજી ભાષણમાં જવા માટે તૈયારી કરતા હતા. તેમની તૈયારી એટલે છેલ્લામાં છેલ્લી નોંધ હોય. અનેક પુસ્તકો તેઓ ઉથલાવે. કોઈ પણ વાતથી તેઓ અજ્ઞાત ન રહેતા. તેઓ કહેતા, કોઇને ચા, બીડી, પાન વિગેરેનું વ્યસન હોય તો મને પુસ્તકોનું વ્યસન છે! નવિન પુસ્તક બ્હાર પડે તે તેમણે લેવું જ જોઇએ. સાંજના ૩-૪ ની વચમાં તેઓ શૌચ જતા. સામાન્ય દસ મિનિટનો વખત તેમને થતો. તે દિવસે શૌચ જતાં લગલગ પંદર મિનિટ થઈ ગઈ છતાં કંઇ સંચર જણાયો નહિ. મને શંકા પડી. આટલો બધો વખત આજ કેમ થઇ ગયો? મેં વાડામાં તપાસ કરી, ત્યાં ઘોઘરો અવાજ સંભળાયો. મારા હોશ ઉડી ગયા. મેં ત્યાં તપાસ કરી તો બે પગ ઉપર માથું ટેકવી બે ભાન અવસ્થામાં મેં તેમને દીઠા. હું તેમને લેવા ગઇ પણ મારાથી ઉઠાડી શકાયા નહિ. પાડોશીને બોલાવી બ્હાર સુવાર્યા અને ડો. છત્રપતિને તુરત બોલાવ્યા. અમારાં સગાં વ્હાલાં પણ આવી પહોંચ્યાં. ડોકટરે આવી દવા સુંઘાડી. પાણી છાંટ્યું પણ તેઓ ભાનમાં આવ્યા નહિ. ડોકટરે કહ્યું ફરી એમને ફીટનો હુમલો છે. બરફ મગાવી ઘસવા માંડયો એટલે આંખ ઉઘાડી પણ બોલી શકે નહિ. ઘણા વખત પછી તેમને ભાન આવ્યું. હસીને ડોકટર સાથે વાત કરી. ડોકટરે દવા આપી આરામ લેવા સલાહ આપી. લગભગ ૧૪-મહિને તેમને ફરી ફીટનો હુમલો થયો. ફરી મારી ચિન્તાનો પાર ન રહ્યો. મેં આ વાત ડો કલ્યાણદાસને જણાવી. તેઓ ઘણા જ દુ:ખી થયા અને અમુક દવા લખી મોકલી. ફરીને નિયમિત કાર્યક્રમ ચાલુ કર્યો. સવારના

પાંચ વાગે ઉઠી તેઓ જંગલમાં ફરવા ચાલ્યા જતા. મગજની શાન્તિ માટે ઝાડની ઘટામાં ફરવા ડૉક્ટરની સલાહ હતી. મગજની નબળાઇ હજુ ટળી ન્હોતી. શિયાળામાં બ્લડપ્રેશર હંમેશાં વધારે હોય જ. ૧૯૯૨ નો શિયાળો વિત્યો ત્યાં મહાશિવરાત્રિના ઉત્સવનાં આમન્ત્રણો જુદીજુદી જગ્યાએથી આવવાં શરૂ થયાં. તેઓએ તે સ્વીકાર્યાં. રાજકોટ, સોનગઢ, સુપા, વિગેરેના ઉત્સવ ઉકેલી તેઓ મુંબઇ સમાજના ઉત્સવ ઉપર ગયા. મને પત્ર લખી જણાવતા, મારી કાંઈ ફિકર કરવી નહિ. હું પ્હેલાંની માફક કામ કરવા લાગી ગયો છું અને તેમાં મને અતિ આનંદ રહે છે. સમાજના ઉત્સવ ઉપર ગયા એટલે ડૉ. કલ્યાણદાસે ગુરૂકુળના ઉત્સવ સુધી રહેવા આગ્રહ કર્યો. ડૉ. સાહેબના વચનને તેઓ કદિ ઠેલતા નહિ. કરાંચીથી કાગળ હતો. અમને બંનેને ત્યાં બોલાવતા હતા. મેં તે ખબર કવિજીને મુંબઈ આપ્યા. કરાંચી જવાનું નક્કી થયું. ડૉ. કલ્યાણદાસના સર્વ કુટુંબીઓએ મને પણ મુંબઈ બોલાવી. હું મુંબઇ ગઈ. આખો મે મહિનો અમે મુંબઇમાં ગાળ્યો. ડૉ. સાહેબના આખા કુટુંબ સાથે આફુસ અને આઈસક્રીમની મોજ ઉડાવી. ડૉકલ્યાણદાસ ખાવા પીવાના અને અતિથિને ખવરાવવાના બહુ શોખિન છે. અમે સૌ અગિયાર વાગે ત્યાં જમી લઈએ. ડૉ. સાહેબને ધંધાને અંગે રોજ એક રોઢ થાય. ડૉ. સાહેબ જમવા બેસે, ત્યારે કવિજીને અને મારે એમની સાથે ગપ્પા મારવા બેસવું જોઇએ ડૉ. સાહેબ નિરાંતે વાતચિતનો આનંદ લેતાં ભોજન કરે. ડૉ. કલ્યાણદાસનો સ્વભાવ ઘણોજ વાત્સલ્ય પૂર્ણ છે.

કરાંચી ઉત્સવમાં:

અમારે મુંબઈથી સ્ટીમરમાં સેકન્ડકલાસની મુસાફરી કરવી હતી. દરિયો તોફાની જણાતાં ડૉ. સાહેબે અમને રેલ્વે રસ્તે જવા સલાહ આપી. અમે અમદાવાદ થઈ કરાંચી ગયા. આબુરોડ સુધી કાંઇક લીલોતરી દેખાય પછી રેતીનાં રણ સિવાય કંઈ જોવાનું જડે નહિ. ગાડીમાં કાચનાં બારણાં બંધ કરી બેસવું પડે. નહિતર આંખો રેતીથી ભરાઇ જાય. હૈદ્રાબાદ ગાડી બદલી છેક ત્રીજે દિવસે અમે કરાંચી પ્હોંચ્યાં. કરાંચી મારે માટે પ્હેલું હતું. કવિજી ૧૫-વર્ષ પૂર્વે અહિં આવી ગયા હતા, અને હૈદ્રાબાદમાં એક મુસલમાન મૌલવી સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. કરાંચીનાં હવા પાણી ઘણાં સારાં હતાં. ગરમીનું પ્રમાણ મુંબઈ જેટલું રહેતું. કવિજીએ ત્યાંના કાર્યકર્તાઓને પ્રથમથી લખી જણાવ્યું હતું કે, રહેવાની સગવડ એકાન્ત શાન્ત સ્થળમાં રાખશો કારણ મને મગજની નબળાઇ રહે છે એટલે ઘોંઘાટ નથી સહન થતો. ઉંઘ શાન્તિથી લઈ શકાય તેવી સગવડ રાખશો. તે લોકોએ તેવું જ સ્થાન રાખ્યું હતું. ત્રીજે માળે આખો બ્લોક અમારે માટે ભાડે રાખ્યો હતો. અમે આરામથી ત્યાં રહી ત્રણ દિવસનો રેલનો થાક ઉતાર્યો. ત્યાં પંજાબીના અને ગુજરાતીના વાડા હતા. એક બીજામાં કોઈ ભળતા નહિ. ઉત્સવ શરૂ થયો. કરાંચી વ્યાપાર પ્રધાન દેશ હોવાથી સભાનો સમય રાતના નવથી રાખવામાં આવતો. લોકો નવરા હોય ત્યારે પ્રચાર થાયને? કવિજીને રાતનો વખત જરાય પોષાતો નહિ. પરંતુ લાચાર. ત્યાંના લોકોએ અમને મોટો ખર્ચ કરી

બોલાવ્યાં, અને તેમને નિરાશ કેમ કરવા? ધર્મ સંકટ હતું. પણ તે નિભાવ્યા વિના છુટકો ન્હોતો. સમાજના મન્ત્રી વિગેરે ધંધાર્થી હતા. તમને શું જોઇએ છીએ તે પૂછવાની તેમને ફુરસદ ન્હોતી! કવિશ્રીને આ વસ્તુ બહુ સાલતી. તેઓ શિસ્ત પાલનને ચહાવાવાળા આદમી હતા. કરાંચીમાં અમે એક માયાળુ ગૃહસ્થ જોયા અને તે ભાઈ છબિલચંદ્ર દયાળજી. અમારી દરેક સગવડ તેઓ સાચવતા. સાંજના ફરવા લઈ જવાની ફરજ પોતે બજાવતા. જેવા તેઓ હતા તેવાંજ તેમનાં માતુશ્રી અને ધર્મપત્ની હતાં. કરાંચીનાં જોવા લાયક સ્થળો અમારી સાથે બંનેએ ફરી અમને બતાવ્યાં હતાં. કવિશ્રીએ ચાર ભાષણ રાતને વખતે આપ્યાં હતાં. એક રાતે ભાષણ આપી અમે વિકટોરીયામાં ઘેર આવતાં હતાં તેટલામાં અમારી સાથે વાતચિત કરતાં ગાડીમાં તેમને ફીટ આવી. અર્ધું અંગ ખેંચાઇ ગયું. દાંતની દોઢ વળી ગઈ. શ્વાસ ઘૂંટાવા માંડયો. મારી સાથે એક ગૃહસ્થ હતા. તે બિચારા ગભરાઈ ગયા. ગાડી ઉભી રખાવી અને સાઇકલમેન સાથે હતો તેને બરફ લેવા મેં મોકલ્યો. સભામંડપમાં ખબર કહેવરાવી એટલે મન્ત્રી વિગેરે ઘણા લોકો આવી પહોંચ્યા. ડોકટરને બોલાવ્યા. ડોકટરે કહ્યું બ્લડપ્રેસર છે. શાન્ત સ્થળમાં તેમને આરામ આપો. દવા પાઇ. બરફ ઘસ્યો, અર્ધા કલાકે ફીટ વળી.

કાંઈ વાંધો નહિ. તેમની સ્થિતિ પરાધીન થઇ જાય ત્યારે કોઈ માણસ તો જોઇએ. વળી શહેરથી અમે અજાણ્યાં હતાં. એથી બે દિવસ સુધી સમાજના મન્ત્રી પોતે અમારી પાસે રહ્યા હતા. કવિજીને ફીટ વળી જાય પછી અશક્તિ સિવાય કંઈ જણાતું નહિ. તેઓનું મનોબળ બહુ મજબુત હતું. કદિ તેઓ નર્વસ થતા નહિ. હું ગભરાઉં તો મને હિમ્મત આપે. મેં આ ખબર મુંબઈ ડો. કલ્યાણદાસને જણાવી. ડો. સાહેબે માનસિક આરામ લેવા જણાવ્યું. અને ભાષણ કથાના રૂપમાં બેસીને, પરિશ્રમ ન પડે તેવી રીતે કરવા લખ્યું. અમુક દવા લખી મોકલી. કવિજીએ એક અઠવાડિયું આરામ લઈ ફરી પ્રચારનું કામ હાથ ધર્યું. લોકોને નિરાશ કરવા તેમને ઠીક ન લાગ્યું. તેમણે તેમનું જીવન પ્રભુને સમર્પી કામ શરૂ કર્યું. સ્વામીજીનું કિર્તન વિગેરે તમામ કાર્ય કરી ત્યાંના આર્યોનાં દિલ રંજન કર્યાં. સ્ત્રીઓની સભા જુદી ગોઠવાતી. જૈન મહિલા સમાજ તરફથી વ્યાખ્યાન ગોઠવ્યાં હતાં.

## પુનઃ ફીટનો હુમલોઃ

અમે એક મહીનો કરાંચીમાં રહી જુનાગઢ રવાના થયાં. જુનાગઢ પહોંચ્યા પછી ફરી છ અઠવાડીએ તેમને ફીટનો હુમલો થયો. કવિજી જમવાનું તેમની બંગલી જે ચોથે માળે છે ત્યાં ખુલ્લી હવા ઉજાસમાં રાખતા. જમવાનો ખુમચો હું મૂકી આવી. થોડો વખત વિત્યા પછી કાંઈ જોઇતું કરતું હોય તો પૂછવા માટે ચડી ત્યાં તેમને ફીટ આવેલી જોઈ. ઘરમાં હું એકલી હતી. મારા એકલાથી તેમને ઝાલી

શકાય નહિ. ડૉ. છત્રપતિનું દવાખાનું અમારા ઘરની નજીક હોવાથી ત્યાં દોડી ગઈ. ડૉક્ટર નીકળી ગયા હતા. તેમના કંપાઉંડર (કે જે અમારા સગા છે તે) ત્યાં હતા. તે આવ્યા અને અમે બંનેએ મળી તેમની સારવાર કરી. હવે મને એકદમ અકળામણુ થવા લાગી. રોગનો હુમલો વધતો જતો હતો. ૧૪ મહિને ૬ મહિને અને આ ત્રીજો હુમલો છ અઠવાડિએ! મેં આ ખબર ડૉ. કલ્યાણુદાસને દીધા. તેઓએ ખાવાપીવાના નિયમ લખી મોકલ્યા. ખોરાક એકજ વખત લેવો. પાણી જેમ બને તેમ ઓછું પીવું. દર અઠવાડિએ બ્લ્યુપિલ અને મીઠાનો જુલાબ લેવો. રોજ દીવેલમાં તળેલી હીમજ લેવી. પેટ સાફ રાખવું. ઉંઘ માટે લ્યુમીનલપીલ લેવા જણાવ્યું. ત્યારથી તેઓએ રાતે નવ વાગે સૂઈ જવાનો ક્રમ રાખ્યો. કોઈ બેઠું હોય તો પણ "તમે નિરાંતે બેસી વાતચિત કરો, હું હવે ઉઠીશ." એમ મીઠાશથી કહી તુરત સૂઈ જતા. ડૉક્ટરો જેમ કહે તે પ્રમાણે તેમને કરવાનું જ હોય. ભુખ લાગે તો પણ ખાતા નહિ. પાણીની તરસને બહુ જ રોકતા. દરેક બાબતમાં એમનો નિયમ અટલ હતો. હવે ક્યાંય બ્હાર ફરવા જતા તો પણ મારો જીવ સ્થિર રહેતો નહિ. જેવાં છ અઠવાડિયાં થાય કે પેટમાં ફાળ પડે. એક દિવસ સાંજના ફરવા નિકળ્યા. ફરવા જવાનું તેઓ એકલાજ પસંદ કરતા. ચાલતાં બોલવું નહિ તેવો તેમનો નિયમ હતો. સાથે મિત્રમંડળ હોય તો વાત કરવી પડે.-માટે કોઈની સાથે ફરવા જવું પસંદ ન કરતા. રેલ્વે સડક ઉપર ફરવા જતા હતા. તેમને ખબર પડી ગઈ કે ફીટ આવે એમ લાગે છે. અર્ધા અંગમાં

અણઝણાટ શરૂ થયો અને માથું ઉડી જતું હોય તેમ તેમને લાગ્યું. ખેડુત કોસ ખેંચતા હતા ત્યાં જઈ માથે પાણી નાખવા માંડયું. એ લોકોને કહ્યું કે મને ફ્રીટ આવશે. મારૂં ઘર માળીવાડામાં છે. ત્યાં મને મૂકી આવજો. તમે કહેશો તે પૈસા આપશે. આમ વાત કરે છે ત્યાં ફ્રીટ શરૂ થઇ. બિચારા ભોળા ગામડીયા દૂર ખસી ગયા. એ લોકોને બીક લાગી કે ન કરે નારાયણ ને કંઇ અવળું થાય તો? અમે રાંક માણસ માર્યા જઈએ! એટલે કોઇએ પાસે બેસી શરીર સંભાળ્યું નહિ પત્થરમાં પછડાવાથી શરીરમાં ઘણી ઇજા થઇ. ચશ્માના કાચ ભાંગી ગયા. હુ ઘેર વાટ જોતી હતી. આજે કેમ આટલું બધું મોડું થઇ ગયું હશે? મને અનહદ ચિંતા થતી હતી. તેઓ કઈ તરફ ફરવા જાય છે છે તેની ખબર નહિ હોવાથી ખબર કયાં કઢાવું? લગભગ ૮ાા થયા હશે ત્યાં ઘર આગળ બળદ ગાડીનો અવાજ આવ્યો. અને તેમાંથી કવિજી ઉતર્યા. હું તેમના હાલહવાલ જોઈ તુરત સમજી ગઈ કે ફ્રીટ આવી હશે. તેમને કંઈ પણ ન પૂછતાં આરામથી સુવાર્યા, અને ગાડીવાનને પૂછયું કે ભાઇ શું હકીકત બની? તેમણે ઉપર લખેલી બિના મને કહી. મેં પ્રભુનો પાડ માન્યો કે તેઓ સહિસલામત ઘેર પ્હોંચ્યા. મુસલમાન ગાડીવાળાનો મેં ઘણોજ ઉપકાર માન્યો. તેને પૈસા આપી રાજી કર્યો. હવે કરવું શું? તેની ચિંતા રાત દિવસ મને થતી. કવિજીને આ વખતે ફ્રીટ આવવાની આગળથી ખબર પડી ગઈ તેથી તેઓ મને ઘણું જ શાન્તવન આપતા અને કહેતા, તમે ગભરાઓ માં. પહેલાં હું અચાનક હુમલાનો ભોગ થઇ જતો હવે ખબર પડે છે એટલું સારૂં છે. મને એમ

થતું કે એમને એકલા કયાંય રાખવા જોઇએ નહિ. કઇ વખતે રોગ હુમલો કરશે તેની ખબર પડતી ન હોતી. દર અઠવાડીએ કવિજીની તબીયતના ખબર મુંબઇ લખતી. આ વખતે જંગલમાં ફરવા જતાં આ બનાવ બન્યો તે વાત ડો. સાહેબને જણાવી. તેમણે અમુક ઈંજેકશન લખી મોકલ્યાં. જુનાગઢના ડો. છત્રપતિએ તે આપ્યાં. ઈંજેકશનની અસરથી કાંઇંક રોગ દબાયો. છ અઠવાડીયાને બદલે ચાર મહિને ફરી ફીટ આવી. ડોકટરોને ભય હતો કે કદાચ ફીટને લઇને તેઓ અર્ધાંગ થઈ જાય. દવા ચાલુ હતી. ખોરાક નિયમિત હતો. માનસિક શ્રમ કાંઇ પણ ન લેવા ડોકટરની સલાહ હતી. કવિજીને તે વાત માન્ય ન હોતી. તેઓ કહેતા, ઈશ્વરની ઇચ્છા હશે તે થશે. મારાથી પશુની જીંદગી જીવાશે નહિ. ભર્તૃહરી નીતિશતકનું "શંકરશતક" નામ રાખી સરસ ભાષાંતર કર્યું. પ્રાર્થના અષ્ટકના શ્લોકોનું સુંદર કાવ્ય લખ્યું. એમ કંઇને કંઈ લખવામાં કાળ નિર્ગમન કરતા. ઘરની ઉપાધિ સાવ છોડી દીધી હતી. અમારા જુનાગઢમાં વરસાદ શરૂ થાય એટલે છોવાળી પાજ નામની પુલ નીચે જગ્યા છે ત્યાં પાણીનો ધોધ બહુ માટા પ્રમાણમાં પડે છે. કવિજીને મગજની ગરમી વિશેષ હતી એટલે સવારના ઉઠી ન્હાવા ચાલ્યા જતા. ધોધ નીચે તેઓની મરજી પડે ત્યાં સુધી બેસી ન્હાતા. એ પ્રયોગથી ફીટ દૂર ગઈ હતી. સાધારણ માણસ પાંચ મિનિટ ધોધ નીચે બેસી ન શકે. કારણ ધોધ જોરદાર પડે, કોઇ આશ્ચર્યથી તેમને પૂછતું-તમે આ કેમ સહન કરી શકો છો? હસીને જવાબ આપતા ભાઇ, એતો ગંગાઅવતરણ થઈ રહ્યું છે! શિવજીએ

માથા ઉપર ગંગાજીને ન્હોતાં ઝીલ્યાં? તે પ્રમાણે સહન થઇ શકે. લગભગ દસ વાગે ઘેર પાછા ફરતા. હવે ત્રણ ચાર મહિને પ્રીટ આવતી. ફરવા જતા ત્યારે કોઈ દિવસ રાજ માર્ગો પર ચાલતાજ નહિ. મોટર, ગાડીની ધૂળથી કંટાળતા, આડે અવળે કેડીને રસ્તે ચાલતા. બીક હતીજ નહિ.

## સન્યસ્તની ઈચ્છા.

ખરેખરૂં વની જીવન તેઓ ગાળતા. વ્યવહારિક વાત તેમને પસંદ ન આવતી. કોઇ ધાર્મિક વાતની ચર્ચા થતી હોય તો સામા માણસને સંતોષ થાય ત્યાંસુધી વાત કરતા. તેમને સંન્યાસી થવાની ઉત્કંઠા હતી. જ્યારે સ્વામીશ્રી ઓંકાર સચ્ચિદાનંદનો દેહાન્ત થયો ત્યારે ગાઉટને લઈને તેમની તબિયત અસ્વસ્થ હતી. પ્રીટની મુદત લંબાતી તો ગાઉટનો હુમલો થતો એમ કંઈને કંઈ થયાજ કરતું. જ્યારે સ્વામીજીના સ્વર્ગવાસના શોકજનક સમાચાર વાંચ્યા ત્યારે પોતે ગદ્ગદિત થઇ ગયા અને મને કહ્યું, “ દેવી, હું જ્યારે સાધુ થઇશ ત્યારે આજ નામ રાખીશ.” એમને અંતરની ઉમેદ હતી કે જો લાગલાગટ બાર મહિના સુધી પ્રીટનો હુમલો ન થાય તો હું જાણું કે મારો રોગ ગયો. અને ચોથો આશ્રમ ગ્રહણ કરવાની હું તૈયારી કરૂં. હું તેમને કહેતી, મારાથી એ દશ્ય જોવાય નહિ. મને કહેતા સાથે આવજો! બુદ્ધદેવની પત્ની યશોધરાએ પતિ પાસેથી દિક્ષા ગ્રહણ કરી સન્યાસિની થઇ હતી ને? તમે પણ તેમ થઇ શકશો. હું કયાં ના પાડું છું? ૧૯૯૩ ની શરૂઆત

થઈ. દર વર્ષે મુંબાઈ સમાજના ઉત્સવ ઉપર જતા. ગુરૂકુળ સોનગઢના ઉત્સવમાં આવવાનું શ્રી. ચતુરભાઈ આગ્રહથી લખતા અને તે તેઓ સ્વીકારતા. કારણ ત્યાં શ્રી. ચતુરભાઈ તેમની તબીયતનું બહુ જ ધ્યાન રાખી દરેક સગવડ સાચવતા. વડોદરા કન્યા મહાવિદ્યાલયના ઉત્સવ પર શ્રી. આનંદ પ્રિયજી આમંત્રણ મોકલતા, અને લખતા કે તમારી મરજી પડે તે બોલજો. પણ જરૂર પધારજો. માસ્તર શ્રી. આત્મારામજી પૂરા વિચારક હતા. એટલે માણસની કિંમત કરી શકતા બંનેનું વાંચન છેલ્લામાં છેલ્લું રહેતું, એટલે કંઇ કંઇ નવીનતા શોધતા. 'બાલોપયોગી ગીતા સાર'ના શ્લોકોની ચુંટણી માસ્તરજીએ કવિજી પાસે જ કરાવી હતી. આ સાલમાં ફ્રીટના હુમલા બે ત્રણ થઈ ગયા હતા.

## ડૉ. કલ્યાણદાસજીના કુલગુરુ.

સં. ૧૯૯૪ના માગશર મહિનામાં અમે ડૉ. કલ્યાણદાસના મોટા પુત્ર કપિલદેવના લગ્ન ઉપર મુંબઈ ગયાં. મારા હાથના કાંડા પર ઈજા હતી. ડૉ. સાહેબના ભત્રિજા ડૉ. રમણલાલ ટી. દેસાઈ સરજ્યન પાસે હાથ બતાવવા ગયાં. અમારી ઉપર ડૉ. સાહેબનાં સર્વ કુટુંબીઓ પૂજ્યભાવ અને પ્રેમ રાખે છે. જેઓને અમારી આંખે બાળક જોએલા તેની ઉન્નતિ જોઈ અમે બહુ ખુશી થતાં. ડૉ. રમણલાલનાં લગ્ન પણ કવિજીને હાથે જ થયાં હતાં. ડૉ. કલ્યાણદાસ કહેતા કે પંડિત મહારાણીશંકર મારા કુલગુરુ છે! તેમના વિના કોઈ પણ લગ્ન પ્રસંગ ઉજવાય નહિ. ડૉ. રમણલાલે મારો હાથ જોયો. યોગ્ય ઉપચાર બતાવ્યા. કવિજીની

તબીયત જોઇ. કવિજીએ ફરિયાદ કરી કે પ્રીટના હુમલામાંથી હું બચતો નથી. ડો. રમણલાલે હસીને જવાબ દીધો. મ્હેરબાન કવિરાજ, તમને પ્રીટ અને બ્લડપ્રેશર ન થાય તો કોને થાય, તે મને કહેશો? ૧૯ વર્ષની વયથી મગજ ઘસવાનું કામ શરૂ કર્યું છે અને હજી કરો છો. જે માણસ જીંદગીભર મગજનું કામ કરે તેને તેજ રોગ થાય. ડો. રમણલાલે છ મહિના સુધી મીઠું બંધ કરવા જણાવ્યું. પ્રોમીનલ નામની ગોળી રોજ રાતે લેવા જણાવ્યું. કવિજીએ તેવીજ રીતે વર્તવા માંડયું. ખોરાકમાં ફક્ત એક વખત ખીર અને રોટલી લેતા. રાતે દૂધ. આ પ્રમાણે કરવાથી તેમની પ્રીટ છ આઠ મહિને આવતી. તેઓને કોઈ પણ પ્રયોગ કરતે કંટાળો ન આવતો. મિઠા વિના છ મહિના સુધી ચલાવવું તે કાંઇ સાધારણ વાત ન્હોતી તેમનો દેહ કાન્તિમાન દેખાતો. બીજો કોઈ રોગ શરીરમાં હતો જ નહિ. શરીર કસરતી અને કસાએલું હોવાથી પ્રીટ આવતી તો પણ અર્ધાંગ થયા નહિ. અમારા ડો. છત્રપતિ મને કહેતા, બ્હેન, તમે પુરાં ભાગ્યશાળી છો. નશીબદાર છો કે પ્રીટના હુમલામાંથી કવિરાજ સાજા સારા ઉઠે છે. જ્યારે પ્રીટ આવવાની થાય તેની પૂર્વે બે ચાર દિવસ તેમનું મોહું એકદમ તેજ મારતું. અસુકવાત એકદમ ભૂલી જતા. હું સમજી જતી કે આ ચિહ્ન પ્રીટ આવવાનાં છે. પ્રીટ ચોક્કસ આવે જ. તેમને ખબર પડી જતી એટલે ચોથે માળે બેઠા હોય ત્યાંથી નીચે ઉતરી આવતા. તેમને એકાંત ખુલ્લી જગ્યામાં રહેવું ગમતું. એટલે મોટે ભાગે તેઓ ઉપર વસતા. નીચે કોઇ આવે જાય અને એમની ખાસ જરૂર હોય તોજ

તેમને તકલીફ આપવામાં આવતી. નીચે આવી તુરત મને કહેતા, દેવી, બરફ મંગાવો, ફીટ આવે એમ જણાય છે. ગભરાશો નહિ મટી જશે. બરફ આવે તે દરમિયાન માથા ઉપર ઠંડું પાણી રેડતી. કેટલીક વાર બરફ ઘસવાથી ફીટનો હુમલો અટકી જતો અને શાન્તિ વળતી. પોતાને કષ્ટ થાય છે તેમ કદિ જણાવતા નહિ. મને આશ્વાસન આપ્યા કરતા.

## ગણદેવી આશ્રમની વ્યવસ્થા:

અમારી ગણદેવીની વાડી સાંથે આપી હતી. ઉનાળો અમે ત્યાં ગાળતાં. હાલમાં તેમ કરવું બંધ કર્યું હતું. જ્યારથી કવિજીને બ્લડપ્રેશર અને ફીટનો હુમલો શરૂ થયો ત્યારથી સગવડ વિનાના સ્થળે રહી શકાતું નહિ. વાડી ગામથી દૂર હતી. તાત્કાલિક ઉપચારની સગવડ ન હોતી. બરફ ત્યાં મળે જ નહિ એટલે એ ઉપાધિ ઓછી કરી હતી. વાડીની કેરી વિગેરેની વ્યવસ્થા અમારા સ્નેહી શ્રી. વલ્લભભાઈ કરતા. ગણદેવીના બંગલામાં ચોરી થયાના સમાચાર અમને શ્રી. વલ્લભભાઈએ જણાવ્યા. શ્રી. વલ્લભભાઈ સાંસારિક સ્થિતિમાં સુખી ન્હોતા. તેમને પ્રજામાં બે પુત્રીઓ તેમાં નાની લાડકી દીકરી વિધવા થતાં તેમનું મન કામકાજમાં લાગતું ન્હોતું. ગુરુકુળ આશ્રમ પાસે તેમની વાડી હતી તે તેમણે તેમના બનેવી ખંડુભાઈને વેચી નાંખી. એ ખબર તેમણે અમને જણાવ્યા. અમારૂં આશ્રમ બંધ થયા પછી વાડી,બંગલો, ગણદેવીના હેડમાસ્તર મી. દલાલે વેચાતો લેવા માગણી કરી હતી. ગણદેવીમાં બે સ્કુલ થતાં તે

લોકોને જગ્યાની જરૂર હતી. અમે વેચવાની ના પાડી હતી. અમારો વિચાર વેચવાનો કદિ ન્હોતો. એ સ્થાનમાં સ્વામીજીનું કાંઈ કાર્ય થાય તો, અથવા સાર્વજનિક કામ ને માટે આપવા વિચાર હતો. કોઇક સન્યાસી કાંઇક આશ્રમ ચલાવતા હતા. તેનો પત્ર વ્યવહાર શ્રી. વલ્લભભાઇ સાથે હતો. વલ્લભભાઈએ અમને તે વાત જણાવી. અમે અમલસાડ ગયાં ત્યારે સ્વામીજીને મળવા રૂબરૂ વાતચિત માટે બોલાવ્યા હતા પણ તેઓ પધાર્યા ન્હોતા. કેટલીક વખત બોર્ડીંગ ચલાવવા વલ્લભભાઈ ઇચ્છા કરતા તો તેને માટે પણ અમે સદા તૈયાર હતાં. અમારી સાથે શ્રી. વલ્લભભાઇ મમતા ભર્યો સંબંધ રાખે છે. કવિજીની તબીયત સારી રહેતી નહિ. એટલે વલ્લભભાઇએ કવિજીને લખ્યું કે જેમ મેં મારી વાડીની ઉપાધિ ઓછી કરી તેમ તમે પણ તે ઉપાધિમાંથી મુક્ત થઈ જાઓ. કવિજીએ તેમને લખી જણાવ્યું કે જેમ તમે સલાહ આપશો તેમ કરશું. શ્રી. વલ્લભભાઇના બનેવી પૈસાદાર છે. વલ્લભભાઇની વાડી પણ તેણે રાખી હતી. ગુરુકુળની વાડી બાજુમાંજ હોવાથી તેમને લેવા ઇચ્છા હતી. અને અને તો તે પણ સસ્તામાં. વાડી બંગલાના ખર્ચના આજ દિવસ સુધીમાં રૂ. ૧૫૦૦૦ લગભગ થયા હશે. અમારે તે વાડી બંગલો મુઆ પછી પણ ધર્મને જ વાસ્તે દેવો હતો. જીવતે પણ ધર્મને કારણે દેવો હતો. જેમણે કદી અન્ય દિશા તરફ નજર નથી નાખી, તેવા નિષ્કામી અને સેવા ભાવિ પુરુષને ઓળખવો કયાં સ્હેલી વાત હતી? મારે ન્યાય ખાતર કહેવું જોઇએ કે શ્રી. વલ્લભભાઇ અને તેમનું કુટુંબ આ બાબતમાં સહમત ન્હોતું.

## એ આશ્રમનું સમર્પણ:

મેં અને કવિજીએ લાંબો વિચાર કર્યો. કન્યાગુરુકુલની મિલ્કત કન્યા ગુરુકુળને દેવા નિર્ધાર કર્યો. કવિજી વડોદરા ગયા. પં. આનંદપ્રિયજીને મળ્યા. જે હકક ભોગવટો અમે ગણદેવીની વાડીનો ભોગવીએ છીએ તે સર્વ હકક કન્યા મહાવિદ્યાલય વડોદરાને અમે અર્પણ કરીએ છીએ એમ જણાવી મને જુનાગઢથી વડોદરા બોલાવી. અમે ત્રણ-હું, કવિજી, અને શ્રી. આનંદપ્રિયજી-ગણદેવી જઈ વહીવટદારની કચેરીમાં નામ ફેર કરી આવ્યાં. આ વાત અમે શ્રી. વલ્લભભાઇને કહી હતી, કારણ અમે તેને ઘેર જ અમલસાડ ઉતર્યાં હતાં. તેની જ ગાડીમાં અમે ગણદેવી ગયાં હતાં. તેને અમારો આ વિચાર ગમ્યો હતો. પણ બંકુભાઈને રૂચ્યું નહિ જેથી તેમણે પાછળથી પણ ઘણી ધાંધલ કરી હતી. ભીખાભાઈ હરીભાઇ દાણાગરની પણ અમને સારી મદદ હતી. હજીપણ ગણદેવીની લેવડદેવડનું કામકાજ તે કરી મારા તરફ સહાનુભૂતિ બતાવે છે. ગણદેવીની કવિજીની મોટી કિંમતી લાયબ્રેરી અમે સુપા ગુરુકુળને અર્પણ કરી છે. કવિજીની તબીયત બ્લડપ્રેશરને લઇને નબળી રહેતી. એટલે તેમણે વિલ તૈયાર કર્યું હતું. તેમાં પણ ગણદેવીની વાડી બંગલો સ્વામી દયાનંદ પ્રતિપાદિત વૈદિક ધર્મને અર્પણ કરવા ઇચ્છા જણાવી છે. કવિજીની ઇચ્છાને જીવતાં જ પરિપૂર્ણ કરવા મેં આગ્રહ કર્યો. વડોદરાના કન્યા મહાવિદ્યાલયને મિલ્કત અર્પણ કરી. અમે જ્યારે ગણદેવીની મિલ્કત અર્પણ કરવા તૈયાર થયાં ત્યારે શ્રી. આનંદપ્રિયજીએ પૂછ્યું હતું કે તમે કંઈ શરત કરવા માગો છો? અમે ના

પાડી હતી. નિષ્કામ કર્મમાં ફળની આશા ન હોય. આ કાર્ય અમે ૧૯૩૮ના મે મહિનામાં પાર પાડી જુનાગઢ આવ્યાં. હવે શ્રી. આનંદપ્રિયજીનું કર્તવ્ય છે કે સ્વર્ગસ્થનું સ્મારક કાયમ કરવા યોજના ઘડે.

## પોરબંદરમાં પ્રચાર:

ત્યારપછી શ્રાવણ મહિનામાં પોરબંદરમાં પ્રચાર માટે આમંત્રણ આવ્યું. અમે બંને એક મહિનો ત્યાં રોકાયાં અને સમાજ મંદિરમાં ભાષણો થતાં હતાં. શ્રી. નાનજી કાળીદાસ ત્યાંજ હતા. તેઓ ઘણાજ સ્નેહાળ છે. અમારો અને તેમનો સંબંધ ૧૯૧૩-૧૪માં અમે આફ્રિકા ગયાં ત્યારથી સ્થપાયો હતો. પ્રભુકૃપાએ અત્યારે તેમની સ્થિતિ ઘણી સારી છે અને તે શેઠ તેમની લક્ષ્મીનો સન્માર્ગે વ્યય કરે છે. પોરબંદરમાં કન્યા ગુરુકુળ ખોલી સ્ત્રીશિક્ષા તરફની પોતાની લાગણીની જનતાને જાણ કરી છે. પણ દુર્ભાગી ભારતવર્ષ તેનો લાભ લઇ શકે એમ કયાં છે? જ્યાં સરેરાશ સ્ત્રીઓની કેળવણી દોઢ ટકો છે અને ૯૮ાા ટકા અભણ છે તેમાં પણ કાઠિયાવાડી સ્ત્રીઓ તો એ પ્રમાણમાં પણ વધારે અજ્ઞાન છે, ત્યાં શેઠ નાનજીભાઇના સ્તુત્ય પ્રયત્નનો વધારે લાભ લેવાય તો તેમની ધારણા ફળીભૂત થાય. પોતે સભામાં હાજરી આપતા. તેમની મિલ જોવા અમને મોટર મોકલી બોલાવ્યાં અને પોતે સાથે ફરી દરેક કામદારને અમારો પરિચય કરાવ્યો અને મારી ઉન્નતિ આ ગુરુના પ્રતાપથી છે એમ કૃતજ્ઞ વૃત્તિ બતાવી. ઝીણામાં ઝીણું કામ અમને બતાવ્યું હતું. પોતાને બંગલે

કન્યા ગુરુકુળની બ્રહ્મચારિણીઓ અને સ્ટાફ સાથે સૌને ભોજનનો પ્રબંધ કરાવ્યો હતો. જેવા શેઠ છે તેવાં સુશીલ તેમનાં પત્ની શ્રી. સંતોકબેન છે. ત્યાંના કન્યા ગુરુકુળનાં એ દંપતી માતાપિતા છે. કવિજી ૧૯૯૦ની સાલમાં ગીતાનું ભાષ્ય લખતા હતા. મંદવાડ પછી મગજની નબળાઇને લીધે ભૂલવણી થઈ ગઈ હતી. હમણાં કાંઈક ઠીક સ્વસ્થતા પ્રાપ્ત કરી હતી એટલે ફરીને તે કામ હાથમાં લીધું હતું.

'કબાડીવાવ':

આ વર્ષે જુનાગઢમાં બહુ વરસાદ ન્હોતો એટલે ન્હાવાનું ઘેર જ રાખ્યું હતું. તેમનો માનીતો ધોધ વહેતો નહોતો. જુનાગઢમાં અશોકનો શિલાલેખ છે જે ધ્રુવેશ્વરને નામે ઓળખાય છે, તેની સામેના ભાગમાં આંબાવાડીયું છે અને તેની અંદર જુની પુરાણી વાવ છે. તે વાવ 'કબાડીવાવ'ના નામથી ઓળખાય છે. કોઈ વખતે ભારાવાળા વટેમાર્ગુ પાણી પીવા માટે ત્યાં આવે નહિતર કોઈ મનુષ્યનો ત્યાં પગરવ નહિ. કવિજીએ પોતાના અમુક યોગાભ્યાસ માટે તે એકાન્ત શાન્ત સ્થળ પસંદ કર્યું હતું. તેઓ કેટલીક વખત ફણીધર નાગની કાંચળી ઘેર લાવતા અને કહેતા કે હું બેઠો હોઉં છું અને સાપ ગેલ કરતા હોય છે. તેનો આપણે ગુન્હો ન કરીએ તો થોડા જ આપણને કરડવા આવે છે? એ સાંભળી મારાં ભીરૂ હૃદયને તો ધ્રાસકો પડતો. ૧૯૩૮ની ડીસેમ્બરની ૧૮મી તારીખે તેઓ સવારના ફરવા ગયા હતા. ઘેર આવતાં લગભગ અગીઆર

થઈ ગયા. મને બીક લાગી કે આટલું બધું મોડું થયું તે કદાચ તેમને ફીટ આવી હશે. કારણ સવારે દસની અંદર ઘેર આવી જવાનો એમનો ક્રમ હતો. નિયમિતતા તે તો એમનો મુદ્રાલેખ હતો. મારી બીક આખરે ખરીજ પડી. તેઓ બહુ મોડા આવ્યા. મારી નજર તેમના ચ્હેરા ઉપર પડી અને તુરત હું જાણી ગઈ. ગાલ, લમણાના ભાગમાંથી લોહી નીકળતું હતું. મેં પૂછયું ફીટ આવી હતી? તેમણે ઇસારાથી હા પાડી. ઉપર બંગલીમાં ચડી ગયા. ફરીને આવ્યા પછી અર્ધા કલાકે તેઓ વાત કરતા. અર્ધા કલાક પછી હું ઉપર ગઈ. સર્વ વાતથી વાકેફ થઈ. તેઓએ મને જણાવ્યું કે મારી ફીટ હવે કાબુમાં આવી ગઈ છે. મને જેવી ખબર પડી કે તુરત હું વાવ પાસે ગયો અને મારે માથે પાણી છાંટવા મંડ્યો. ટુવાલ ભીનો કરી માથે લપેટીને સૂતો. ફીટ વળ્યા પછી ઘેર આવ્યો. મારા મનમાં હું ખૂબ હેબત ખાઇ ગઇ. ઘરની બ્હાર ફીટ આવવાનો બનાવ આ બીજો હતો. મેં કરગરીને તેમને વિનવ્યા. કવિજી, આ તો દિવસ હતો પણ રાત્રિ હોય, તમને ફરીને આવતાં મોડું થાય ત્યારે મને ઘણી ચિન્તા થાય છે. તમે ક્યાં અને કઈ જગ્યા ઉપર જાઓ છો તે કોઇને તેડી જઇ બતાવો તો ખરા કે જરૂર પડયે શોધવા મોકલાય! તેમને ગળે આ વાત ઉતરી. હું જરૂર કોઇને બતાવી દઇશ. તમને જ તેડી જઇશ. તમે બહુ ખુશ થશો. એ સ્થાન રમણીય અને સુંદર છે. એક દિવસ ફરીને સાંજે આવ્યા અને મને કહ્યું, આજે મેં મણીભાઇને મારી બેઠક બતાવી દીધી છે. તે ભાઇ એક વ્યાપારી ગૃહસ્થ છે. જુનાગઢમાં પ્રજામંડળની

સભાઓ થતી હતી. તેઓ પોતાના સિદ્ધાંતમાં એવા અચળ હતા કે પાણીના પરપોટા જેવી ત્રણ દિવસ ટકે એવી ચળવળમાં કદિ ભાગ લેતા નહિ. ક્ષણિક ચળવળથી લાભ નહિ થાય એમ કહેતા. કેટલાક લોકોને તેમના વિચાર માફક ન આવતા, એથી તેઓ ઘર પકડીને બેસી તમાસો જોયા કરતા. પણ જે વાત તેઓને ગળે ન ઉતરે તેમાં લોકલાજ ખાતર પણ માન્ય કરતા નહિ. અમુક વ્યક્તિને સારૂં લાગશે કે ખોટું તેની પરવા ન કરતા. તેમનું મિત્ર મંડળ વકિલોનું હતું. જુનાગઢ પ્રજામંડળની બેઠકોમાં જુદાજુદા વક્તાઓનાં ભાષણો થયાં હતાં, અમારાં બંનેનાં ભાષણો એક દિવસ ગોઠવ્યાં હતાં. હજારોની માનવમેદનીને અર્ધો કલાક ભાષણ કરી, ખુશ કરી નાખી હતી. અને તેજ દિવસે મારા બનેવી રમણિકલાલ ભટ્ટને પોતાની પ્રિય જગ્યાએ ફરવા લઇ ગયા. ઘેર આવી મને વધામણી આપી. હવે તમે શાન્તિ રાખજો. બે જણાને મારી ફરવાની જગ્યા બતાવી દીધી છે. હવે તમે ચિન્તા કરશોમાં. બાકી દેવિ, તમે મને ગમે તેટલો સાચવી રાખશો, પણ પ્રભુની જે ઇચ્છા તે થશે! તમારૂં, મારૂં કોઇનું કાંઇ ચાલવાનું નથી. ભગવાન ઉપર ભરોસો રાખો. દર વખત મને આ વાક્ય તેઓ સંભળાવતા અને જ્ઞાન આપ્યા કરતા. ત્યારપછી ૧૯૯૫ના માગશર મહિનામાં મારી બેનની દીકરીને કન્યા-દાન દઇ વૈદિક વિધિથી લગ્નક્રિયા કરી. લગ્ન વખતે સેંકડોની હાજરીમાં વેદોના ઉચ્ચારથી વાતાવરણ ગર્જી ઉઠ્યું. અમારા જુનાગઢમાં દરેક વેદપાઠી બ્રાહ્મણો ઘણા [illegible] ચારે વેદો ભ[illegible]ારા [illegible]

થાય છે. કવિજી સામગાનના તો સ્પેશીયાલિસ્ટ હતા. કોઈ પણ રાગ રાગણીમાં તેઓ વેદ મંત્રનું ગાન કરી જનતાને આશ્ચર્ય પમાડી આનંદ આપતા. માહ મહિનાની વસંત પંચમીનાં લગ્ન મારા નણંદના દીકરાનાં ઘણી જ હોંશથી મોસાળું વિગેરે કરીને ઉજવ્યાં હતાં. બંને ક્રિયા વિત્યાબાદ મને કહ્યું, કે આપણે પિતૃ ઋણમાંથી મુક્ત થયાં. હવે કાંઇ ફરજ રહી નથી.

## મુંબઈમાં છેલ્લીવાર:

૧૯૩૯ ના શિવરાત્રીના ઉત્સવ ઉપર મુંબઈ ગયા. ડૉ. કલ્યાણદાસને વાત કરી હતી કે જંગલમાં ફરવા ગયો હતો ત્યાં ફ્રીટ આવી હતી. મુંબઇમાં એક મહિનો રહ્યા હતા. ત્યાં સ્હેજ ગાઉટની અસર થઈ હતી. પણ મને કાગળમાં જણાવ્યું ન્હોતું. કારણ હું ચિન્તા કરૂં. મારી લાગણીનું તેઓ બહુ ધ્યાન રાખતા. મુંબઇથી આવ્યા પછી તેઓ સોનગઢ ગુરૂકુળના ઉત્સવ ઉપર જઇ આવ્યા. વડોદરા કન્યા મહાવિદ્યાલયનો ઉત્સવ દૂર ગયો હતો એટલે ત્યાં જવાનો વિચાર બંધ રાખ્યો હતો. સોનગઢમાં શ્રી. આનંદપ્રિય મળ્યા અને તેમણે અતિ આગ્રહ કર્યો કે આપને આવ્યા વિના નહિ ચાલે. કારણ ઘણાખરા અન્ય વક્તા હૈદ્રાબાદ સત્યાગ્રહમાં રોકાએલા છે. સોનગઢથી જુનાગઢ આવી ગયા. અને ફરી વડોદરા જવા તૈયાર થયા એટલે મેં કહ્યું આટલી ગરમીમાં તમે મુસાફરીની ગરમી ભોગવો છો અને મગજ ઘસો છો તેની અસર પછીથી થશે અને તે મારે ભોગવવું પડશે. 'એકને વચન આપ્યું તે

મિથ્યા કેમ થાય? હું આવીશ એમ કહેવાઇ ગયું' પછી ગ.
તેવી સ્થિતિમાં ત્યાં ગયેજ છુટકો!' વડોદરા જઇ આવ્યા.

દેહોત્સર્ગ:

પછી નિરાંતે ગીતા ઉપર ભાષ્ય લખવું શરૂ કર્યું. હાલમાં સવારના ફરવા જવું બંધ કર્યું હતું. સવારથી લખવામાંજ વખત ગાળતા. તેમની ઉમેદ હતી કે વૈદિક સિદ્ધાંતમાં અજોડ એવું ગીતા ભાષ્ય તેઓ લખશે. માનવી ધારે છે શું અને કુદરત કરે છે શું? માનવીની ઉમેદ મનમાંજ રહે છે. આ બાબતમાં તેમજ બન્યું. ૧૯૩૯ના જુલાઇની ૧૫ મીની સાંજે સાડા પાંચે તેઓ રોજના ક્રમ પ્રમાણે ફરવા ગયા. સાંજે સાડા સાતે ઘેર આવી જવાનો તેમનો ક્રમ હતો. આઠ વાગે દૂધ પીવાનો અને નવ વાગે સૂઈ જવાનો તેમનો રોજનો નિયમ હતો. લગભગ આઠ થઇ ગયા છતાં તેઓ આવ્યા નહિ. મારા જીવને ક્યાંય ચેન પડતું ન્હોતું. કોઇ વખત તેઓ તેમના મામાને ઘેર જતા. ત્યાં ગયા હશે ધારી, મેં સાડા આઠ વાગ્યા ત્યાં સુધી મન વાળ્યું. પછી મારી હિંમત હાથ રહી નહિ. મેં મારા બનેવી રમણિકલાલ ભટ્ટને બોલાવ્યા અને કહ્યું, હજી કવિજી ફરીને ઘેર આવ્યા નથી. તેમના મામાને ઘેર તપાસ કરી આવો. કોઈ દિવસ તેમને આટલું મોડું થતું નથી. આજે શું થયું હશે? હું મુંઝાવા લાગી. મારા બનેવી અને આસપાસનાં પાડોશી મને ધીરજ આપવા લાગ્યાં. દેવી, ગભરાઇ શું જાઓ છો? પુરુષ છે. કોઈ દિવસ બ્હાર કોઇની સાથે વાતમાં રોકાઈ ગયા હશે. એવી રીતે મને આશ્વાસન આપવા લાગ્યાં. મારા હૃદયને

ક્યાંય સ્થિરતા પ્રાપ્ત થતી ન્હોતી. પ્રીટ આવ્યે લગભગ સાત મહિના થવા આવ્યા હતા. કદાચ પ્રીટ આવી હશે? નહિ વળી હોય? ઇ. અનેક તર્ક વિતર્ક મારૂં મન કરતું હતું. મારા બનેવી ખબર લઇને આવ્યા કે તેમના મામાને ઘેર તેઓ નથી! એ ખબર સાંભળતાં જ મારૂં હૈયું હાથ ન રહ્યું. મેં તુરત ધાર્યું કે જરૂર કાંઈ વિપરીત થયું હશે. જે વ્યાપારી મણીભાઇ કે જેમણે તેમની ફરવાની જગ્યા જોઈ હતી, તેને બોલાવ્યા. મારા બનેવી તો હતા જ. મારા બે ભાણેજ, નણંદનો દીકરો ભાણેજ. એમ પાંચ જણા મોટર કરી, સાથે પેટ્રોમેકસની બત્તી લઇને ગયા. મારા ભાઈ, દામોદરજી કાંઠે બેઠકે હતા તેમને બોલાવ્યા. દીવાસાની આગલી રાતે ઝરમર વરસાદ પડતો હતો. મેઘલી અંધારી રાત હતી, જાણે પ્રકૃતિએ રૂદન ન માંડયું હોય! જંગલનો રસ્તો બિહામણો વાઘ, વરૂ, સાપ વગેરેની ત્યાં ઘણી જ બીક રહે છે. નવ વાગે ગિરનાર દરવાજો પણ બંધ થઈ જાય. ફક્ત વંથળી દરવાજો ખુલ્લો રહે અને બધા દરવાજા બંધ થઈ જાય. મોટરને બ્હારો બ્હાર લઈ તેઓ તેમની એકાન્ત જગ્યાએ પહોંચ્યા. તેમની બેસવાની જગ્યા ઉપર હતી અને નીચે વાવ હતી. પ્રથમ વાવમાં જોવા ગયા. તેમનું પ્હેરણ અને છત્રી દીઠાં. એટલે એ લોકોને આશા પડી કે અહિં હશે. વાવ મોટી અને ઉંડી છે. થોડે ઉતર્યા ત્યાં તેમની નજર વાવમાં પડી. મારી નણંદનો દીકરો ગભરાઇ બૂમ પાડી ઉઠ્યો, આ રહ્યા મારા મામા! ત્યાં સૌની નજર પડી. તેઓ વાવના પાણીમાં ચાર પગથીયાં ઉપર હતા. સૌએ મળી તેમને બહાર લીધા અને શરીર

તપાસ્યું. આથી જેવું જણાયું નહિ. જંગલમાંથી બ્હાર સરીયામ રસ્તે-જે સલામત હતો ત્યાં-લાવવાની તજવીજ કરી. મોટર ડ્રાઇવર ભલો હતો. પોતાની મોટર રસ્તા ઉપર રેઢી મૂકીને શોધવામાં સામેલ થયો હતો. મહા મહેનતે તેઓ સર્વ ઉપર ચઢવા માંડ્યા ત્યાં રસ્તામાં દીવો ઠરી ગયો. કેડી ભૂલી ગયા. વાવ નીચાણમાં હતી. લગભગ ૨૦ પગથીયા ચઢીને ઉપર આવવાનું હતું. સર્વ જણા મજબુત મનના અને શરીરના હતા, કે કામ હાથ ધરી પાર ઉતાર્યું. બીજા કાચાપોચા હોય તો જે સ્થિતિમાં તેમને જોયા તેજ હાલતમાં રહેવા દઇ ગામમાં ખબર કરવા આવે! મારે એટલું જરૂર કહેવું પડશે, કે દુઃખમાં અમારા સગા સોના જેવા નિવડ્યા છે. પાંચ વર્ષ પ્હેલાં મંદવાડ આવ્યો હતો ત્યારે રાત દિવસ ઉજાગરા કરી ચાકરી કરી હતી. અને આ વખતે તેઓએ જે હિમ્મત ભર્યું કામ કર્યું છે, તેને માટે તેમની પ્રશંસા કરવા મારી પાસે શબ્દો નથી. અનેક મુશ્કેલીમાંથી પસાર થઈ તેઓ સલામત જગ્યાએ પહોંચ્યા. એ માણસને ગામમાં ખબર આપવા માટે કવિજીના મામાને ઘેર મોકલ્યા. જેમ બને તેમ જલદી થોડાક સગાને ત્યાં બોલાવ્યા હતા મને આ બાબત જણાવી ન્હોતી. જેમ વધારે વખત વીતતો હતો તેમ મારૂં શંકાશીલ હૃદય અનિષ્ટની આગાહી કરતું હતું. અમારા સગાઓને ખબર પડતી ગઈ તેમ એકઠા થવા લાગ્યા. સૌ સૌની લાગવગનો ઉપયોગ કરવા ફાંફાં મારતા હતા. જમાનો જુદો હતો. દેશી રાજ્ય હતું. આપણે કારણ વિના રાજ્યના ગુન્હામાં શામાટે આવવું? એવી સલાહ અનુભવીઓ તરફથી મળી.

પોલીસ ચોકીમાં જાહેર કરી સ્ટેઇટ ડોકટરને લઇ ત્યાં ગયા. જે હકીકત હતી તે નિવેદન કરી. ડો. દીવાકરે તપાસી તુરત અભિપ્રાય આપ્યો કે ફીટ આવવાથી હાર્ટફેઇલ થયું છે. પછી મને ખબર આપી. એટલે હું તેઓની પાસે ગઇ. અને જ્યાં જોઉં છું તો ફીટ આવવાનાં તમામ ચિહ્ન હતાં. એક તરફનું પડખું ખેંચાઈ ગયું હતું. પગ ઉભો હતો. મોં વાંકુ હતું. મોંમાંથી અને નાકમાંથી લોહી મિશ્રિત ફીણ નિકળતાં હતાં. ફીટ આવવાની આગાહી એમને થઈ હશે એટલે તુરત પાણી લેવા વાવમાં ગયા હશે-જેમ હરવખત જતા. ત્યાં અચાનક આ બનાવ બની ગયો હશે. એમ ડોકટરનું કહેવું થયું. જો જીવ હોય અને પાણીમાં ગોથું ખવાયું હોય તો પેટમાં પાણી ભરાવા સંભવ હતો. લાસ પાણીને તળીએ બેસી જાય. ૧૨-૨૪ કલાકે ઉપર આવે.

જંગલનો જોગંદર :

આખરે મારી શંકા સાચી જ ઠરી. જે ભય મને રોજ લાગતો તે આખરે ખરો પડ્યો! મારા સભાજીતને મેં ત્યાં સુતેલા જોયા! શાસ્ત્રના મહારથી નિર્જીવ હાલતમાં હતા! વેદોના જ્ઞાતા, ધર્મ ધુરંધર પંડિત અચેતન હાલતમાં પડ્યા હતા! જ્ઞાનનો પ્રકાશતો તારો અસ્ત થયો હતો. જે મૃત્યુ માટે ભીષ્મપિતામહે છ મહિના બાણશૈયા સ્વીકારી, ઉત્તરાયણના સૂર્યની રાહ જોઈ હતી, તેજ ઉત્તરાયણના સૂર્યના આખર દિવસે મારા જંગલના જોગીએ જોગ સાધ્યો હતો! જેઓ સંસારી છતાં વૈરાગી હતા, જેને

જંગલ અતિ પ્રિય હતું, તેમણે અંતિમ સમાધિ જંગલમાંજ સાધી! જે સૌરાષ્ટ્ર દેશ કે જેનો ઇતિહાસ પ્રસિદ્ધ છે; જ્યાં સિંહો ઉત્પન્ન થાય છે, જેના સાગરમાં મોતી પાકે છે, જ્યાંની શૂરવીરતા જગ મશહુર છે, જ્યાંની સતીસ્ત્રીઓ જગદંઘ છે, જ્યાં નરસિંહ મ્હેતા જેવા ભક્ત કવિ પાક્યા, જે દેશમાં યુગ પ્રવર્તક સ્વામી દયાનંદ અને મહાત્મા ગાંધીજી જેવી દિવ્ય વિભૂતિ પ્રકટી, તેના પવિત્ર દેશમાં જન્મવાનું સ્વર્ગસ્થને અભિમાન હતું! જે પવિત્ર રસ્તે દિગ્ગજ જેવો ગિરનાર છે, જે રસ્તે કદિ ન સૂકાય તેવું દામોદરજી તીર્થ છે, જે રસ્તે કાળ યવનને બાળવા મુચકુન્દમુનિએ તપ કરી સમાધિ લીધી છે, જે રસ્તે રૈવતાચળ પર્વત, જ્યાં પૂર્ણ પુરૂષોત્તમ-યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રની ક્રીડા ભૂમિ છે, જે રસ્તે જન્મે તેને સૌને જવાનું છે, તેજ રસ્તા ઉપર સદાય વિકસિત મુખકમળ વિલય પામ્યું! સર્વ પ્રતિ પ્રેમાળ વર્તન, જેને સદાય યોગ સાધવાની તમન્ના-તેમણે તેજ રસ્તે યોગ સાધ્યો! તેમણે જીવી જાણ્યું અને મરીયે જાણ્યું. તેઓ કદી કોઈના બુરામાં રાજી નહોતા. મેં પેટ ભરી નીરખી તેમનાં અંતિમ દર્શન કર્યાં. છેવટના પ્રણામ કરી, મારૂં ફુટેલું ભાગ્ય લઈ ઘેર આવી. મારા પર અનભ્ર વજ્રપાત થયો! હું અને તે બંને તેજ સાંજે સાથે બ્હાર નિકળ્યાં હતાં. પણ ત્યારથી મારો અને તેમનો સંબંધ પૂરો થયો હશે! મારૂં સ્ટેટમેન્ટ પોલિસે લીધું. તેઓ જાહેર જીવન જીવતા એટલે જાણીતા હતા. પાંચ વર્ષથી બ્લડપ્રેશર અને ડીટથી પીડાતા હતાઃ આવી એકાન્ત જગ્યાએ રોજ જવાનો તેમનો ક્રમ

હતો. તે સૌ કોઇ જાણતું. અમારા સગાઓએ આખી રાત ઘણી તકલીફ ઉઠાવી. તેમને દવાખાને લઇ ગયા. અમારા જુનાગઢમાં શહેરની આસપાસ રાંગ-કોટ-કિલ્લો છે. તેના રક્ષણ માટે દરવાજા છે. તે દરવાજા બ્હાર મૃત્યુ થાય તો તેને દરવાજામાં દાખલ ન કરી શકાય. જો કોઈ કરે તો રાજ્ય ઉપર અપશુકનની માન્યતા પરાપૂર્વથી ચાલતી હોવાથી તેમને ઘેર લઇ અવાય તેમ ન્હોતું! સવારના આઠ વાગ્યા પછી પોસ્ટમોર્ટમ થયું. મારે એટલું હૃદય પૂર્વક કહેવું જોઇએ કે અમારા સગા તો અમારૂં શર્મ, ધર્મ પણ કરે પણ વિશેષતા તો એ કે અમારા દરેક જ્ઞાતિ બંધુએ જે મમતા અને લાગણી બતાવી છે, તેને માટે હું તેમની જન્મો જન્મ ઋણી છું. સ્ત્રીઓ તેમજ પુરુષોએ, મને જરા ઓછું આવવા દીધું નથી. અમે તો જીવનભર બ્હારગામ વસ્યાં છીએ. અમારા જ્ઞાતિબન્ધુઓની સેવા અમારાથી કંઈજ થઈ નથી. મારા દુઃખમાં ભાગ લઈ મને જે આશ્વાસન આપ્યું છે, તેનો બદલો મારાથી કાંઈ વળી શકે તેમ નથી. સ્વર્ગસ્થ કદિ કોઇના બુરામાં રાજી ન્હોતા. તેઓ સ્પષ્ટ વક્તા હતા. જે માને તેવું કહે. ગોળ ગોળ વાત કદિ પસંદ કરતા નહિ. દહીં દુધીયા નીતિને બહુ વખોડતા. જ્યાં સુધી તેમનું સાહિત્ય છે ત્યાંસુધી તેઓ અમર છે, એમજ મારે માનવાનું રહ્યું. મને તેમણે જે જ્ઞાન આપ્યું છે, તેના પ્રતાપે મેં મારી કાલી, ઓબડી અને ઘરગથ્થુ વાણીમાં તેમની અને સાથે મારાએ જીવનની આ રેખા દોરી છે. દરેક બાબતમાં તે મને પ્રેરણા આપતા. ઘરના વહીવટની તમામ જવાબદારી તેમણે છેલ્લા પાંચ વર્ષથી મારા ઉપર

નાખી હતી. તેમને કાંઈ પૂછું, ત્યારે મને કહેતા, તમે. તમારી મેળે કામ કરતાં શીખો. હું નથી એમ સમજી વર્તો. હું તમારો મે'માન છું. તેઓ સૂર્યરૂપ હતા. હુ ચંદ્ર તરીકે સદાય તેમની સાથે રહી છું અને તેમનાં તેજ કિરણ મેં ઝીલ્યાં છે. મારામાં વિશેષતા નથી કે તેમનાં અધૂરાં સાહિત્ય પૂરાં કરૂં. કવિ બાણુના જીવનમાં છે કે 'કાદમ્બરી' અધૂરી રહી હતી તે તેમના પુત્રે પૂરી કરી. કવિજીનું અધુરૂં ગીતા-ભાષ્ય કોઈ પૂરૂં કરે એમ નથી—કારણ મારા સિવાય તેમની પાછળ કોઈ નથી.

**ભાવિ:**

वसुधैव कुटुंबकम् ની ભાવનાથી અમે જીવન ગાળ્યું છે. તેમના ગુણાનુવાદ ગાઇ હું મારી અવશેષ જીંદગી ઈશ્વર ભજનમાં પૂરી કરીશ. હું તેમને 'કવિજી' કહીને સંબોધતી કારણ તેઓ કવિ હતા. તેઓ મને 'દેવી'ના બહુ માનથી બોલાવતા. મારામાં દેવત્વ છે નહિ. એમના જીવનની કેટલીક વાતો તેમણે મને કહેલી, અને કેટલીક મારા સમાગમમાં આવ્યા પછીની જે હુ જાણું છું, તેની આ નોંધ લખી હું તેમને મારી સ્નેહ અને શ્રદ્ધાંજલિ સમર્પું છું. કોઇને અપમાન પ્હોંચાડવાનો કે લાગણી દુખવવાનો મારો ઉદ્દેશ બિલકુલ નથી. આમાંથી હંસ ક્ષીર ન્યાયે કાંઈ લેવા જેવું લાગે તે લેવું એટલી પ્રાર્થના છે.

**ઉપસંહાર.**

તા. ૧૬-૭-૧૯૩૯ ને રવિવાર સંવત ૧૯૯૫ના અષાડ વદી ૦)) અમાસ 'દીવાસા' નામે ઓળખાય છે. દીવાસાનો

અર્થ છે દેવોની અમાવાસ્યા. દેવોનો એ પ્રિય લાડકો પુત્ર તેજ યાદગાર દિવસે ચિતા ઉપર ચઢયો! અમારા તમામ જ્ઞાતિ બન્ધુઓએ તથા કેટલાક ઓળખીતા આર્યોએ પૂર્ણ વિધિથી આહૂતિ આપી અન્ત્યેષ્ટિ સંસ્કાર કર્યો હતો. જુનાગઢથી મહીદાસ માસ્તરે તેજ દિવસે મુંબઈ રવિવાર હોવા છતાં તાર કરી દીધો હતો. જેથી તાત્કાળિક સ્થળે સ્થળે શોક સભા ભરાઇ અને મારા પર શોકના ઠરાવો આવવા માંડયા. અનેક સમાજો તરફથી, સ્નેહીઓ તરફથી તાર તેમજ પત્રોનો પાર નથી રહ્યો. અમારા તરફ સદાય વડીલબન્ધુ તુલ્ય રહેનાર, ડૉ. કલ્યાણદાસને બહુ જ આઘાત થયો. તેમણે પોતાના ધર્મપત્ની સૌ. કમળાબ્હેનને તથા ભાઈશ્રી એસ. કે. ગીલ્ડરે પોતાના ધર્મપત્ની સૌ. વિદ્યાબ્હેનને મને આશ્વાસન આપવા મારી પાસે મોકલી દીધાં. તેઓએ આવી મારા દુઃખમાં સમવેદના પ્રકટ કરવાથી, હું તેમની અત્યન્ત આભારી છું. જે ભાઈઓએ તાર તેમજ પત્રો લખીને મારા દુઃખમાં ભાગ લીધો છે તેમ જુદા જુદા છાપાના તન્ત્રીઓએ નોંધ લઈ મને કૃતાર્થ કરી છે તે સૌનો હું આ સ્થળે આભાર માનું છું. જુનાગઢના ડૉ. છત્રપતિ અને તેમનાં માતુશ્રી મારા દુઃખના દિવસોમાં અનેક વખત વિઝીટ લઈ, મારા નબળા મનની તેમજ તનની આશ્વાસનથી અને દવાદારૂથી સારી લાગણી પૂર્વક સંભાળ રાખે છે તેને માટે આભાર માનવા મારી પાસે યોગ્ય શબ્દો નથી. ફક્ત મારા મુંગા અનેક આશીર્વાદ છે. તેમનું પ્રભુ કલ્યાણ કરો!

कुसुमस्तव कस्येव द्वयी वृत्तिर्मनस्विनः।
मूर्ध्नि वा सर्वलोकस्य शीर्यते वनएववा॥

બેજ વૃત્તિ દક્ષાત્માની પુષ્પ ગુચ્છ સમાન છે;
રહે સૌનાં શિરે કાંતો, કાંવને કરમાય છે.

ઉપર પ્રમાણેનું જીવન સ્વર્ગસ્થ અંત સુધી જીવ્યા છે–યશસ્વી અને ગૌરવ ભર્યું. કલ્યાણના કરવાવાળાની કદિ દુર્ગતિ હોતીજ નથી, એમ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું વચન છે. તેમના જેવું કીર્તિ ભર્યું, તેજસ્વી જીવન જીવવાનું પ્રભુ મને બળ આપે.

*　　　*　　　*

કવિ આર્યસમાજ માટે જીવ્યા અને ઝઝૂમ્યા. આર્યસમાજના સિદ્ધાંતોને, જીવનમાં ક્રિયાત્મક રીતે ઉતારવા જેમણે પરિણામનો કદિ વિચાર કર્યો નથી એ આર્યસમાજ માટે આર્યો સ્વર્ગસ્થના જીવનમાંથી આ પુસ્તક દ્વારા જે બોધ મળે તે ગ્રહણ કરી, જીવનમાં ઉતારવા કોશિષ કરશે તો મારો શ્રમ સાર્થક માનીશ. મારે માટે તો:—

ઉડી ગયું સુખ સર્વ એ, શોષાયું મન આજ
કિંતુ ફલફુલતો રહે કવિનો આર્યસમાજ!

# પ્રાર્થનાષ્ટક.

---

રચયિતાઃ—સ્વ. પં. મહારાણીશંકર શર્મા.

नमस्ते सते ते जगत्कारणाय नमस्ते चिते सर्वलोकाश्रयाय।
नमोऽद्वैततत्वाय मुक्तिप्रदाय नमो ब्रह्मणे व्यापिने शाश्वताय॥

અખિલ બ્રહ્માંડનાં કારણ, તને-સત્ ને પ્રણામ હજો,
ચરાચર લોકનાં આશ્રય, તને-ચિત્ ને પ્રણામ હજો.
પરમ અદ્વૈત તત્વ અજોડ, મુક્તિદાયી છો રણછોડ,
સનાતન વ્યાપી ચારે કોર, તને પરબ્રહ્મ નમન હજો. ૧.

त्वमेकं वरेण्यं त्वमेकं शरण्यं त्वमेकं जगत्पालकं स्वप्रकाशम्।
त्वमेकं जगत् कर्तृ पातृ प्रहर्तृ त्वमेकं परं निश्चलं निर्विकल्पम्॥

તું એક જ સ્તવનને લાયક, તું એક જ શરણને લાયક,
તું એક જ જગતનો પાલક, સ્વયં જ્યોતિર્દ્યુતિદાયક.
તું એક જ સૃષ્ટિ સરજનહાર, સુરક્ષક ને પ્રલય કરનાર,
તું એક જ સર્વશ્રેષ્ઠ અપાર, નિશ્ચલ નિર્વિકલ્પ અમાપ. ૨.

भयानां भयं भीषणं भीषणानां, गतिः प्राणिनां पावनं पावनानाम्।
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं परेषां परं रक्षणं रक्षणानाम्॥

મહારૂદ્રોમાં રૂદ્રજ તું, ભયંકરમાં ભયંકર તું,
જીવોની આખરી ગતિ તું, પવિત્રોમાં પવિત્રજ તું,
અતિ ઉત્કૃષ્ટ ધામોનો, નિયન્તા એક ઈશ્વર તું,
[illegible]

वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत्साक्षिरूपं नमामः।
सदेकं निधानं निरालम्बमीशं
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः॥

અમે તારું સ્મરણ કરીએ, અમે તારું ભજન કરીએ,
જગતના સાક્ષિ રૂપ તને, સુભક્તિથી નમન કરીએ.
તું સદ્‌રૂપ એક પરમ સુધામ, નિરાલંબી મહાભગવાન;
જગત સાગરનાં ભવ્ય વહાણ, લઈએ તારૂં આશ્રય ત્રાણ. ૨

विदुर्यं न चित्तेन्द्रियाणीन्द्रियेशं
विजानाति यस्तानि, नित्यं नियन्ता।
जगत्साक्षिणं व्यापकं विश्ववन्द्यं
चिदानन्दरूपं तमीशं प्रपद्ये॥

ન તે ઈન્દ્રિયાધીશ્વરને અમારાં ચિત્તેન્દ્રિય જ સમજે,
પરંતુ નિયન્તા જાણે હંમેશાં ઈન્દ્રિયો, મનને.
જગતના સાક્ષિ વ્યાપક વિશ્વના જે વન્દનીય પ્રભુ,
હું તે પરમેશને પામું ચિદાનંદ સ્વરૂપ વિભુ. ૫.

अणो रप्यणीयान्महद्भ्यो महीयान्
रवीन्दुग्रहज्वालगोलादिकर्त्ता।
यईशो हि सृष्टयादि मध्यान्त संस्थ
चिदानंदरूपं तमीशं प्रपद्ये॥

અણુથી પણ અણુ તે છે, મહત્તત્ત્વો થકી ય મહાન,
ગ્રહો શશી સૂર્ય જ્વાળાઓ-ગોળાઓનો કર્તામાન.

જે ઈશ્વર સૃષ્ટિની શરૂમાં ને મધ્યે અંતમાંય રહે,
હું પામું પૂર્ણ ભક્તિથી તે જ્ઞાનાનંદ સદ્રૂપને. ૬.

वशे यस्य विश्वं समस्तं सदास्ते
यदाभासतोभाति यद्वै विचित्रम्।
न जानन्ति यं तत्त्वतो योगिनोऽपि
चिदानन्दरूपं तमीशं प्रपद्ये॥

રહે છે વિશ્વ આ સઘળું હમેશાં જેમના તાબે,
વળી જેના પ્રકાશે ચિત્ર ને વિચિત્ર તે ભાસે.
ને જાણે યોગીઓ પણ જેમને પૂરેપૂરી રીતે,
હું પામું તે ચિદાનંદી પ્રભુને મારી પૂર્ણ પ્રીતે. ૭.

यतो जायते विश्वमेतत्समस्तं स्थितं यत्रयस्मिँल्लयं याति काले।
अनादिं विभुमादिमध्यान्तशून्यं चिदानंदरूपं तमीशं प्रपद्ये॥

થતું ઉત્પન્ન જેથી આ અખિલ જગ જ્યાં સ્થિતિ કરતું,
સમય થાતાં ફરી પાછું પ્રલય પણ ત્યાંજ પામી જતું;
અનાદિ તે વિભુ છે આદિ મધ્ય, ને અન્ત વિહોણો,
હું થાઉં પૂર્ણ ભક્તિથી સદા તે ચિદાનંદ તણો. ૮

* * *

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव!
ખરે તું જ મુજ પિતા માતા, ખરે તું જ મિત્રને ભ્રાતા,
ખરી દોલત ને મિલ્કત તું, તું મુજ દેવાધિદેવ ખરું.

॥ ઈત્યોમ્ ॥